# કવિ નાગજીનું જન્મ ચરિત્ર.

અને

# सटीक सुबोध कुंडळिया काव्य.

પ્રસિદ્ધ કર્તા.

મહેતાજી દેવજી ઉકાભાઇ મકવાણા.

કુંડાડવા—કડિયાવાડ.

सत्यमेव जयते.

આવૃત્તિ ૧ લી

સંવત ૧૯૪૧—સન ૧૮૮૫.

અમદાવાદ

આર્યોદય પ્રેસ.

કીમત ૮ આના.

# કવિ નાગજીનું જન્મ ચરિત્ર.

અને

# सटीक सुबोध कुंडळिया काव्य.

પ્રસિદ્ધ કર્તા.


મહેતાજી દેવજી ઉકાભાઇ મકવાણા.

કુંડલા—કાઠિયાવાડ.


सत्यमेव जयते.


આવૃત્તિ ૧ લી.

સંવત ૧૯૪૧—સન ૧૮૮૫.

અમદાવાદ

આર્યોદય પ્રેસ.

કીમત ૮ આના.

# અર્પણ પત્રિકા.

મહેરબાન વિદ્યાત્તેજનીક નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ

જુનાગઢના ખાનદાન સદ્ગ્રહસ્થ સાહેબ—

દોહરા.

જુગે જુગમાં આબરૂ, નૃપની માફક થાય;
ના ચલાવે એ રીતે, હરે કષ્ટ દુઃખદાય. ૧
ગર્વ નામ રંચે નહિં, સિંહાસન શોભિત;
હણતું મૂકે ધર્મના, હરેક વાતમાં ચિત્ત. ૨
નાની વયથી તેમનું, પ્રજા હિતમાં મન;
વિનવે બોધ વિદ્યાતણો, સારૂં દઈને તન. ૩
ધાબીદર દીસે નહિ, દલના દરિઆ એહ;
ઉગારે જન દુઃખીને, હરેક રીતે તેહ. ૪
તે જશ પામે અતિ ઘણો, રિપૂ જનનો નાશ;
જગકર્ત્તાને જાચતાં, પ્રશન થશે નિજ આશ. ૫
નીતિ પુસ્તક આવળી, સારૂં અર્પુ આજ;
કહે દેવજી એ થકી, દલનાં સરશે કાજ. ૬

તા. ૨૦-૫-૮૫ } હું છું આપનો નમ્ર શેવક મેહેતાજી
મુ. ગાધકડા. } દેવજી ઉકાભાઈ. મકવાણા.

# અનુક્રમણિકા.



# પ્રસ્તાવના.

કવિ નાગજી એ સૌરાષ્ટ્ર ભૂમિના પ્રખ્યાત પુરૂષોમાં એક મહાત્મા પુરૂષ થઇ ગયા છે, તે થોડાને અજાણ્યું હશે. એ મહાત્મા આ દેશની પ્રજામાં ઘણા પ્રિય‡ હતા. તેઓ આગમ વર્ષની કાવ્ય માટે કાશીના ઝાંપા સુધી પ્રખ્યાતિ પામેલા છે. તેમાં વિશેષે ગુજરાત અને કચ્છમાં વધારે કીર્ત્તિ મેળવી ગયા છે. આજે તેમની આગમ વર્ષની કાવ્ય દર વર્ષની ચાલુજ છે. જેથી એ મહાત્માની કીર્ત્તિ આ દેશ ખાતે અમર રહી ગઇ છે. એમના ભાવિક કુંડળિયા વાંચવા માટે ઉચ વર્ગના લોક પણ ઘણી પ્રીતિ ને વિશ્વાસ રાખે છે. જે પ્રમાણે કુંડળિયામાં કહેવામાં આવે છે તેજ પ્રમાણે થાય છે, તેની શાખીતી મેળવતાં જણાય છે કે તેમણે જ્યારથી કુંડળિયા કરવા માંડયા ત્યારથી પાછલા કુંડળિયામાં ને આજે દર વર્ષે અગાઉથી કહે છે તેમાં જે પ્રમાણે કહેલું છે તેજ પ્રમાણે થાય છે. જેથી તે મેળવી વાંચવા માટે હજારો જણ ખેપીઆ મોકલે છે ને મગાવી તે પ્રમાણે વર્ત્તે છે. એવી રીતે એ મહાત્માએ પોતાનો શક આગમ પ્રેરણાથી ઇશ્વરજીએ વર્ત્તાવી દીધેલો છે. એવા મહાત્મા પુરૂષના જન્મ ચરિત્રથી ને તેમની રસીક સુબોધ કાવ્યથી હાલની પ્રજા ઘણે ભાગે અજાણી રહેલી જોવામાં આવે છે. ઈશ્વર કૃપાએ મારૂં સન ૧૮૮૨ ની શરૂઆતમાં રાજકોટ ટ્રેનિંગ કોલેજમાંથી આ મહાત્માના પવિત્ર સ્થળ–ગામ ગાધકડાની નિશાળ ઉપર આવવું થયું.

‡ એ મહાત્મા જનપ્રિય બહુ છે એમ તેમના પુસ્તકની દેશી સદ્ગ્રહસ્થોએ કેવી બુજ જાણી છે. તે પરથીજ જણાયછે.

ત્યારબાદ તેમના ચી૦ કવિ ગૌરીશંકર સાથે સત્સંગ થ-યો ને ઘણો સ્નેહ બંધાયો; જેથી દર રવિવાર વગેરે ફુરસદના વખતમાં મારૂં કર્ત્તવ્ય કર્મ કર્યા જતાં, ધર્મ જ્ઞાન વગેરેનો મારી અલ્પમતિ મુજબ લાભ લેતો. તે વખત પોતે કાવ્ય વગેરેના જ્ઞાનથી નિપુણ હોવાથી વાતના પ્રસંગ ઉપર જેમ વૃંદશતસઈના દોહરાનાં દૃષ્ટાંત અપાય છે, તેમ તેઓ કુંડળિયાનાં આપતા હતા. તે મને બહુ રસીક ને સુબોધ-કારક લાગવાથી તેનો મેં થોડે થોડે સંગ્રહ કરવા માંડ્યો, ને એ મહાત્માની કાવ્ય શક્તિની ખૂબી પરથી તેમનું જન્મવૃત્તાંત જાણવાની મને તૃષ્ણા થઇ, જેથી તે સંબંધી કવિ ગૌરીશંકરને વાત પૂછતાં પોતે કાવ્ય વગેરેથી થોડું જન્મ વૃત્તાંત લખી રાખ્યું હતું તે મને વંચાવ્યું. તે મેં સંગ્રહ કર્યું ને બાકીનું કેટલુંક તપાસ કરી જે પૂરાવાપૂર્વક લાગ્યું તે દાખલ કરી જન્મ ચરિત્ર પુરૂં કર્યું. ત્યારબાદ તપાસ કરતાં જણાયું કે વર્ષના કુંડળિયા તો વિ૦ વિલાસ ને બુદ્ધિપ્રકાશ જેવાં સુધારાનાં આગેવાન ચોપનીયાંમાં લોકપ્રિય હોવાથી દર વર્ષે છપાય છે. જેથી મેં સુબોધ કુંડળિયાના કરેલ સંગ્રહમાંથી કેટલાક વિજ્ઞાનવિલાસ ને કેટલાક સૌ૦ દર્પણમાં છપાવ્યા હતા. તે વાંચનાર સદ્ગૃહસ્થોને ઘણા રસીક ને ઉપયોગી લાગવાથી પુસ્તકરૂપે બહાર પાડવાની માગણી સાથે અગાઉથી મદદ આપવા જણાવ્યું, જેથી મારો સંગ્રહ કરવાનો જે હેતુ હતો તેમાં હિંમત વધી ને તુરત મેં એ સંબંધી ખુલાસો મે૦ વિઠ્ઠલદાસ ધનજીભાઈને તથા આચાર્ય વલ્લભજી હરિદત્તને પૂછ્યો, તો આ દેશહિતેચ્છુ વિદ્વાનોએ મારો સારો ઉદ્દેશ જોઈ ઘણી ખુશી બતાવી ને પ્રસંગોપાત બનતી મદદ આપવા જણાવ્યું. મેં આ કામ માર્ચ સન ૧૮૮૫ માં જાહેરમાં મૂક્યું, કે

તુરત દેશહિતેચ્છુ રાજકર્ત્તાઓ, વિદ્વાનો, સદ્ગ્રહસ્થો ને મારા હમેશના સાથીઓએ મહાત્માના જન્મ ચરિત્રને તથા સુબોધ વાણીને વધાવી લઈ મારા પહેલા પ્રયાસમાં ઘણી ઉલટભેર ઉદારતા બતાવી. તેથી મને ઘણો આનંદ થયો છે. મને મારા દેશ પ્રત્યેના શુભ વિચારોમાં હિંમત વધી છે ને તેમાંનું પેહેલું કામ આ પુસ્તકને પછવાડે જાહેરખબરથી આવુ કર્યું છે.

આપણા દેશમાં જન્મચરિત્રો લખવાનો ચાલ બહુ નથી એ આ દેશની વિદ્યામાં મોટી ખામી છે. કારણ કોઈ કોઇ એવા મહંત પુરૂષો થઇ જાય છે કે તેમના વખતના બનેલા દાખલા શ્રવણ કરવાથી માણસ જાતને આ સંસારી વિકટ રસ્તો કાપવાનો ઘણો બોધ મળે છે. માટે દેશી-ઓએ એ ખામી દુર કરવાને બીજા સુધરેલા દેશની રીત ગ્રહણ કરવી જોઈએ.

કવિ નાગજી મહારાજની તમામ કાવ્યનું વલણ ઘણું કરી હિંદી ભાષામાં વધારે છે. તેમાંના અર્થ સમજવા બહુ મુશ્કેલ હોવાથી તે અડચણ દુર કરવાને દરેક કુંડળિયાની નીચે અર્થ આપવામાં આવ્યા છે.

એ મહાત્માના જન્મચરિત્રના સંબંધમાં ઘણા દાખલાઓ ચમત્કારી બન્યા છે પણ કેટલાક પૂરેપૂરા નહિં મળ્યાથી તે દાખલ કરેલા નથી. ને જે પૂરાવાપૂર્વક મળ્યા છે તેમાં કોઇ ઠેકાણે નાગજી મહારાજને શા પ્રશ્ન પૂછ્યા ને શા ઉત્તર આપ્યા તે ઘણી મુદતની વાત હોવાથી તે હકીકત મળી શકી નથી.

જોતિષ વિદ્યા ખરી છે ને તે આપણું જૂનામાં જૂનું શાસ્ત્ર જે વેદ તેનું એક અંગ છે. તે ગ્રહ, તારા સૂર્ય, ચંદ્ર વગેરેની હકીકત બતાવનારી વિદ્યા છે. ગણિત વડે

હજારો વર્ષનાં પંચાંગ બની શકે છે. પણ ભવિષ્ય, શુકન, પનોતી, કાળ, જોગણી, દશા, વર્ષફળ, સ્વરોદય, રમળ વગેરે બાબતોના સત્યાસત્ય માટે તકરાર છે, તોપણ એટલું તો હાલ કહી શકાય છે કે એ વિદ્યા પણ તમામ ખોટી નથી. એમાંની સ્વરોદય, રમળ વગેરે પ્રાચીન છે પણ એમાં કાળે કરી કેટલુંક રૂપાંતર થએલું છે તેથીજ એ વિદ્યા શક પડતી થઇ પડી છે. એ વિદ્યા દુનિયાના સુધરેલા દેશોમાં પણ કેટલેક ઠેકાણે મનાય છે. મુસલમાન લોકોમાં પણ એ વિદ્યા છે. તેને પોતાની ભાષામાં નજુમ કહે છે. આપણામાં ભવિષ્ય વાણી જાણનાર મહાત્મા પુરૂષો થયા છે. સહદેવ ત્રણે કાળની વાત જાણતા. ને આપણા કેટલાક શાસ્ત્રોમાં મહાત્મા પુરૂષો ભવિષ્ય વાણી કેટલેક ઠેકાણે કહી ગયા છે, કે કળીમાં આમ થશે. વળી પૃથુરાજ ચાવડાની ચોપડીમાં ચંદબારોટે ભવિષ્ય ભાખેલ છે; ને હાલ ઘણા ભાખે છે—જુઓ. " રંગુનખાતે એક જોશી છે તેમનું નામ ડાકટર હેલગ છે; તેમના વરતારા પ્રમાણે કળી યુગનું ૪૯૮૫મું વરસ ગયા એપ્રીલની તા. ૧૩મીએ પુરૂ થયું છે. એ જોશી જણાવે છે કે સૂર્યગ્રહનો રાજા બનુ એક હજાર કીરણો, અંદરથી સુવર્ણનો, ને બહારથી બીલોરી રંગનો. નાગ જેવું વાહન છે, વ્યાઘ્રાંબર ઓઢેલું છે, જેના એક હાથમાં કરવતી ને બીજા હાથમાં વાંસલો છે, એવો વાયવ્યકોણ તરફથી થઇને આથમણી દિશાએ એ દિવસે પ્રવેશ કરી ચૂકયો છે. એ સઘળાનું પરિણામ એ જોશી જણાવે છે કે આ વર્ષે મોસમ આદિ ને મધ્યમાં વરસાદ બહુ જોસથી વરસશે, પણ તેની અંતમાં લોકોને બહુ બૂમ પડાવશે. લડાઈઓ ઘણી થશે અને જેમ મોટાં માછલાં નાનાં માછલાનું ભક્ષ કરે છે તેમ મોટા દેશો નાના

દેશોને ઓહીઆં કરવા માટે તેને પાયમાલ કરશે. રાજસત્તાધારીઓ ઉપર સંકટ આવશે ને તેમનો જીવ તાળવે ટાંગેલો રહેશે. શહેરે શહેરમાં અગ્નિ માતાનો કોપ થશે. દરેક વર્ગ અને ધંધાના લોકોપર તેની માઠી અસર થશે ને પક્ષીઓમાં મરકી ચાલશે. માણસો તેના માંસનું ભક્ષણ કરી મરણ પામશે. જલવાસી જંતુઓ જેવાં કે માછલાં તેમને આ વરસ બહુ લાભકારી છે. તેમની બહુ વૃદ્ધિ થશે. સોપારી નેકાંદાની બહુ તાણ પડશે—તા. ૭મી જુન ૧૮૮૫ ગુજરાતી."

વળી એજ ન્યુસમાં આગળ વાંચવામાં આવ્યું હતું કે મુંબાઇમાં પાયદોણીપર એક કાશીનાથ પંડિત ભવિષ્યની તગાગ વાત કહે છે. જે માટે તેમણે મોટા મોટા યુરોપીઆન ને દેશીઓનાં સર્ટીફીકેટ મેળવી પેટી ભરી છે. માટે હજી સતયુગની વિદ્યા નાશ પામી નથી. ઇશ્વર બળવડે કહેવા વાળા દુનિઆમાં કોઇ કોઈ મહાત્માઓ પરમાર્થે તરી આવે છે. ને તે કોણ જાણે છે? કે

દોહરા.

અગમ ચકિત્સા[1] ઓહોહે કેની[2] કરન કીરતાર.
ગુની મુની પંડિત પ્રીછસો નાહિં પલક નિરધાર. ૧
જીવનમુક્તા[3] જાનહીં મરજી સરજી[4] માવ[5];
ઇશ આજ્ઞાસેં ઓ કહે ભૂવી[6] ભલ અનભલ ભાવ. ૨
અધિક સ્વારથ એકે નહિં પરમારથ પિછાણ;
અડર હોય ડર[7] ડરયંતે[8] જાનત જાણ સુજાણ. ૩

ટીકા—પરમેશ્વરને જે વાત કરવી છે તે કહેવું એ અગમ છે ને તે ગુની, મુની ને પંડિત જેવાથી પણ એક પલકનો ભવિષ્ય નિરધાર કહી શકાય નહિ.૧ પણ એ તો

---

૧ વાત. ૨ ઇશ્વરને કરવાની. ૩ જીવતામુકિતવાન. ૪ ઉત્પન્ન. ૫ ભગવાન. ૬ થવું. ૭ કાળ. ૮ બીક.

જે જીવનમુક્તા મહાત્મા હરિના દાસ છે તેજ જાણે છે, ને તે સારૂં નરસું ઇશ્વરની આજ્ઞાથી કહે છે. ૨ ને તેમાં તેમનો કાંઈ સ્વાર્થ હોતો નથી પણ તેઓ પરમાર્થ માટે કહે છે. જેથી કરી મનુષ્ય કાળના ભયથી ડર રહિત થાય. ને તે વાણી જે ડાહ્યા પુરૂષ છે તે જાણે છે. તેની બ્રહ્માને ખબર નથી હોતી માટે એવા જે કોઇ મહાત્મા જીવનમુક્તા છે તેજ ભવિષ્ય વાણી જાણે છે બીજા કોઇથી ભવિષ્યવાણી કહી શકાયજ નહિં. નાગજી મહારાજ પોતે જીવનમુક્તા મહાત્મા જેવા હતા જેથી તેઓ ભવિષ્યવાણી કહીગયા છે.

હાલમાં સત્યને બહાને પેટના ગુજરાન અર્થે ઘણા ઢોંગી લોકો વધી પડયા છે ને દેશને બોજારૂપ થઇ પડી સત્યવિદ્યાનો ભરોંસો તોડાવે છે—કેની પેઠે, જેમ હાલમાં ખરા રૂપિઆ છે તો તેના સંબંધમાં ખોટા બનાવટી [illegible] જ્યાં પરીક્ષા નથી ત્યાં ચાલ્યા જાય છે, તેથી સાચનુ માન ઘટે છે ને ખોટા ભાળી સાચાની પણ વહેમ ભરેલી ભૂલ લાગે છે.

જન્મ ચરિત્રમાં પ્રસંગોપાત નાખવાની કેટલીક કાવ્યમાં તથા સટીક સુબોધ કુંડળિઆ કાવ્યના અર્થ વગેરેમાં કવિ ગૌરીશંકરે ઘણી સારી મદદ કરી છે તેથી તેમનો આ બખતે હું ઘણો આભાર માનું છું.

આ પુસ્તક બહાર પાડવામાં મારામાં ઇશ્વરે જે સ્વદેશ ભક્તિનું બીજ મુકયું છે તેને ઉછેરનાર મે૦ વિઠ્ઠલદાસ ધનજીભાઇ તથા જેમણે પોતાના પત્રમાં પ્રથમ મને જાહેરમાં આણ્યો એવાજ મે૦ આચાર્ય વલ્લભજી હરિદત્ત એઓએ મને અથથી ઈતિ સુધી આ પુસ્તકમાં ઘણી સારી મદદ ને સલાહ આપી ને આ મારો પહેલો પ્રયાસ સફળ કરાવ્યો તેથી હું તેમનો નમ્રતાપૂર્વક આભાર માનું છું.

આ પુસ્તક બહાર પાડવામાં મને અગાઉથી નીચે-

ના સદ્‌ગૃહસ્થોએ ઘણી સારી મદદ કરી છે જેથી તેમનો મારાપર મોટો ઉપકાર થયો માનું છું. મે. નૃસિંહ પ્રસાદ હરિપ્રસાદ, મે. રાજારામ મોતીરામ, મે. કવિ ગૌરીશંકર નાગજી, રા. રા. ધનેશ્વર અંબારામ, રા. રા. વૃજલાલ રામશંકર, રા. રા. લલુભાઈ ગંગાદત્ત, રા. રા. જીવનલાલ મોહનલાલ, રા. રા. નાગરદાસ મકનજી, રા. રા. કાનજી કરસનજી, રા. રા. જટાશંકર બાપુજી, રા. રા. ગોરધન જેશંકર, રા. રા. મોતીરામ વહાલજી, રા. રા. ભાણજી મુળશંકર રા. રા. જેશંકર આણંદજી, રા. રા. પીતાંબર રણછોડ, રા. રા. હરીશંકર મોતીરામ, રા. રા. લાલજી શંકરજી, રા. રા. ડોસા રાણા, ને રા. રા. જેશંકર મીઠાભાઇ વગેરે.

ભાઇઓ, હું કવિ નથી તેમ વિદ્વાન નથી, પણ કવિ તથા વિદ્વાનની રજ રૂપી કિંચિત બુદ્ધિનો અલ્પ અનુભવી માણસ છું. જેથી આ અઘરા વિષયના પુસ્તકમાં મારો પહેલો પ્રયાસ હોવાથી ભાષા વગેરેમાં લડથડીયાં ખાધાં હશે. ફકત મેં તમો સર્વની મદદથી જૂનાનું સંશોધન બનતી મહેનતે કરી તમારી સેવામાં મુકેલછે તો સુજ્ઞ ભાઇઓ તેમાં રહેલી ભૂલ દરગુજર કરશે એવી આશા છે.



॥ श्री जगदीश्वराय नमः ॥

# कवि नागजीनुं जन्म चरित्र.

## દોહા.

જન્મ ચરિત્ર કહું જાણવા, એહુ સુણો ધરિ ભાવ;
વર્ણવું કવિ નાગજી વિષે, બનેલ જેહ બનાવ. 1

## છપ્પો.

બનીયો જેહ બનાવ લાવ લાખેણો લીધો;
ભાવિ સંવતસર ભાવ પ્રસિદ્ધ કુંડળિએ કીધો;
આગમ નીગમ ઈતિહાસ કૈક દાખી કવિતાથી;
પારસ કીર્તિ પ્રકાશ દશ દિશ ચળકી સવિતાથી[1];
મનુપ તનુ ગુણ મહાત્મા દેવસરૂપ[2] મહિ દેવ[3] જે;
અડગ વચન મનઈંદ્રીયો વિશ્વ વિશે વિરલાજતે. 1

## દોહા.

ઉત્તમ સંવત અઢારમાં ઉપર એકાવન,
માસ મધુ શુદ નવમીયે બેઠે વર્ષ બાવન. 1
કવિ પિતા કલ્યાણજી ઉત્તમ જ્ઞાત ઔદીચ;
જન્મ દિવસ જે રામનો કાપણ કળીમળ કીચ. 2
વિમળ ગૌત્ર વશિષ્ટ તે શાખા માધ્વની છાપ;
યજુરવેદ કુળજન્મ તે પુત્ર પ્રબળ પ્રતાપ. 3

આ મહાત્મા કવિનો જન્મ ભારતભૂમિના પશ્ચિમ ભાગમાં સુંદર બગીચારૂપી જે સૌરાષ્ટ્ર પ્રાંત તેમાં વિક્રમ સંવત ૧૮૫૨ની મહાશુદી રામનવમીને દિવસે એક ઓદિચ્ય જ્ઞાતીની ઊંચી શાખામાં ધોરાજી તાબાના ગામ જમના-

1 સૂરજની પેઠે. 2 દેવરૂપ. 3 બ્રાહ્મણ.

વડમાં+ વૈદ્યાદિક જ્ઞાનમાં નિપુણ એવા જે તેમના પિતા કલ્યાણજી તેમને ઘરે ગંગાસ્વરૂપ બાઇ જીવીને પેટ જન્મ થયો એ વખતે મોરાજીના શુકલ જોશી બાવાભાઇને તેડાવી જન્માક્ષર* લેવરાવ્યા જેમાં બુધ, ભ્રગુ ને ચંદ્ર એ ગ્રહ કીનરીઆ આવ્યા. તે જોઈ જોશી બાવાભાઈએ કહ્યું કે આ પુત્ર મહા પ્રતાપી થશે.

એ રીતે તે મહાત્માનાં સુભોદયનાં ચિન્હ તેમનાં માત પીતા સાંભળી ઘણાં રાજી થયાં ને શુકલનેયોગ્ય શીખ સત્કાર કરી રાજી કરી તે વખતે જન્મ ઓચ્છવ કર્યો.

"પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય" એ કહેવત પ્રમાણે તેમના પગલાંથી ઘરની અંદર સુખ સંપત્તિની વૃદ્ધિ વધારે થવા મંડી, જેથી સૌ અનુમાન કરવા મંડયાંકે આ પુત્ર કોઇ મહંત પ્રાલબ્ધી છે એમાં તો શકનહિં. વળી તેમનું બાળપણું તેજ ને છબી દેખી સર્વ માણસ મોહીત થતાં ને નાનપણની ચાલાકી તેમજ રમતગમતથી સૌને ઘણો આનંદ ઉપજતો.

વૈદ કલ્યાણજીને આ એકજ પુત્ર હોવાથી તેમને ઉચ્છેરવામાં ઘણી ઉદારતા રાખી મોઢે માગ્યું આપતાં, ને નાનપણમાં બાળકને કેમ ઉચ્છેરવું, તેનામાં કેવા ગુણનો પ્રવેશ કરવો કે તન અને મન બેઉ કેળવાય એ રીતિ વૈદ કલ્યાણજી સારી રીતે જાણુતા. તે મહાત્માની માતુશ્રી ઘણાં ડાહ્યાંને પતિવ્રતા સતી બાઈ હતાં. નાનપણમાં બાપ કરતાં

---

+ જમનાવડ પ્રથમ જૂનાગઢને તાબે હતું.

* જન્માક્ષર લેવા વગેરે બ્રાહ્મણ ખોટુંજ ચલવતા હોય તો પોતે શા માટે કરે? પણ તેમાં ખરૂં તત્વ રહ્યું હશે તેથીજ એ રીત અનાદીથી ચાલતી હશે.

બાળક મા પાસે વધારે રહે છે તેથી તે વયમાં કેમ ઉચ્છેરવાં તેનું જ્ઞાન દરેક સ્ત્રીને† હોવું જોઇએ. તે જ્ઞાન તેમનામાં હતું. તેથી જેમ જેમ એ મહાત્માનીવય વધતી ગઈ તેમતેમ તેમના શરીરની કાંતિ અતી સુંદર ને બોલવા ચાલવાનો વિવેક ઘણો સારો આવવા માંડયો. તેમના પીતા પણ નાનપણથી ધર્મની વાતને દુનિઆની પ્રસ્તાવિક નાની નાની વાતો હમેશાં શ્રવણ કરાવી તેમની યાદ શક્તિમાં ને અનુભવમાં વધારો કરવા મંડયા.

આ વખતે રાજનીતિના ખરા દાવપેચ જાણવા વાળા ને ચોતરફ પ્રખ્યાતિ પામેલા મહારાજા કુંભાજી ધોરાજીમાં રાજ કર્ત્તા હતા. તેમની પાસે વૈદ કલ્યાણજીનું માન સન્માન સારૂં હતું. તે વખતે વિદ્વાનોની બુજ ઘણી સારી જણાતી હતી. મહારાજા કુંભાજીને તે વખતના જૂનાગઢી નાગર દીવાનો કેવા વંકા વીરો હતા તે નીચેના રમુજી વીરરસી દાખલાથી જણાય છે. માહારાજા કુંભાજીએ ધોરાજીનો કિલ્લો બાંધ્યો તે જોવા માટે પોતાના જોરાવર સાંગાવડીઆ જૂનાગઢના મુખ્ય દીવાન અમરજી જેને પોતે ભત્રિજો કહેતા તેને બોલાવ્યા, ને સૌ કચેરી મંડળ કિલ્લો જોવા શેહેર બહાર નીકળ્યા. ત્યારે મહારાજાએ દીવાનને કહ્યું કે "ભત્રિજ કિલ્લો કેવો થયો? તેના ઉત્તરમાં કહ્યું કે કાકા, બહુ સારો થયો. ત્યારે આગળ જઈ ફરી પૂછયું કે ભત્રિજ કિલ્લો કેવો થયો? કાકા, બહુ સારો થ-

† હિંદના કેટલાક વીર બાળકો કમશુરાતની અજ્ઞાન રહે છે તેનું કારણ નાનપણમાં બાળકને ઉચ્છેરવાનું જ્ઞાન સ્ત્રીમાં નહિં તેજ. જે માટે હિંદુ સ્ત્રીઓમાં કેળવણીનો ઓહાળો ફેલાવ ઝટ થવો જોઇએ. યુરોપ આદિ દેશોમાં જ્યાં સ્ત્રી કેળવણી ઉંચી છે ત્યાંના વાર મરદો આપણે કેવા જોઈએ છીએ!!

યો છે. તોપણ વળી આગળ જતાં શહેરમાં ગરતાં ત્રીજી વાર પૂછ્યું કે ભત્રિજ કિલ્લો કેવો થયો? ત્યારે દીવાને કહ્યું કે વારે ફેરે શું પુછો છો. કિલ્લો તો એવો થયો છે કે કદાચ ભત્રિજ ખાસડાં ટાંગે તો ટાંગે પણ બીજાની તો ગગદુર નહિં કે ટાંગી શકે. આ સાંભળતાં માહારાજા કુંભાજીને હૃદયમાં ઘા રમ્યો કે આ કિલ્લો કોઇવાર લે તો એજ લે ખરો. જેથી કિલ્લો ન લેવાય તે માટે પછી માહારાજાએ ઘણા દાવપેચ ખેલ્યા હતા. એ વખતે વૈદ કલ્યાણજી પોતાના સહકુટુંબ સાથે જમનાવડમાં વસતા હતા, ત્યાં તેમને પોતાના જજમાન આયર પંચોળીઓની પણ સારી મદદ હતી. અહી કવિ નાગજીની વરસ ૭ની ઉમર થઇ એટલે જનોઇ ધારણ કરી ને વિદ્યાભ્યાસ કરાવવા વિચાર કર્યો, પણ હાલની પેઠે ઠારોઠાર અંગ્રેજ સરકારને પ્રતાપે જેવી શાળાઓથી વિદ્યાભ્યાસ કરવાની સુગમતા થઈ છે તેવી તે વખત નહોતી. તે વખત હાલના સુધારાની કેળવણીનો ઉદય મોટા મોટા સ્થળમાં શરૂ થતો હતો, જેથી કોઇ કોઇ સ્થળમાં રાજા કે પંડિતો તરફથી તે કામ ચાલતું હતું. આ વખતે જમનાવડ નજીક ૨ ગાઉ ધોરાજીમાં શુકલ હરિભાઇને ત્યાં ઘણા વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. ત્યાં ખાવા પીવાનું કરી દેવા સારૂ તેમની માતુશ્રી સાથે ગયાં ને અભ્યાસ શરૂ કરાવ્યો. થોડા વખતમાં મહિમન વગેરે-શરૂઆતનો અભ્યાસ કરવામાં ઘણી ચાલાકી બતાવી. પછી તેમના ગુરૂએ તેમને ગણિત ને જોતિષ વિદ્યાનો અભ્યાસ શરૂ કરાવ્યો. આ વખતે પોતે પોતાની ખરી મહેનતથી ને ઈશ્વરી પ્રતાપે અભ્યાસમાં એવી ચાલાકી બતાવી. જે બાબત તેમના ગુરૂ એકવાર કહે તે તેજ વખતે યાદ થતી, તે જોઈ ગુરૂ પણ ઘણા

આશ્ચર્ય પામ્યા. વળી ગણિત ને જોતિષ વિદ્યાના સુક્ષ્મ નવિન પ્રશ્નો ઉભા કરી ગુરૂને પુછતા જેના ઉત્તર આપવાને ગુરૂને પણ વિચાર કરવો પડતો. ત્યાં જે વિદ્યાર્થીઓ ૨ વરસ આગાઉથી ભણતા તેમને ૨ વરસમાં પાછળ પાડી તેમણે ગુરૂને બહુ સંતોષ પમાડયા. ને બીજા વિદ્યાર્થીઓ તેમનો અભ્યાસની અદ્દભૂત નિપુણતાથી તેઓ ઝટ આગળ વધવા માટે ખુબ મહેનત લેવા માંડયા ને ફુરસદે શીખવામાં તેમની ઓશીઆળ કરવા મંડયા. પોતે માયાળુ હોવાથી પોતાને આવડતું તે બીજાને શીખવતા.

એમ કરતાં કરતાં ૪, ૫ વરસ ત્યાં અભ્યાસ કર્યો. પોતાના ગુરૂ સૌ વિદ્યાર્થીઓની પરીક્ષા કરે તે વખતે જેનું નિરાકરણ બીજાથી ન થાય તેનો ઉત્તર ધીરજથી સમજણ પૂર્વક પોતે આપતા. એવી રીતે વિદ્યાર્થી અવસ્થાની શરૂઆતમાં ૧ પળ પણ નકામી ન જવા દેતાં ગણિત ને જોતિષ વિદ્યામાં હુંશીયારી તથા ગુરૂની પ્રીતિ મેળવી તેમની આજ્ઞા લઇ ઘેર આવ્યા. પોતાને ઘેર ગુરૂની પધરામણી કરી તેમનાં માત પિતાએ ગુરૂ દક્ષણા દઇ રાજી કર્યા. એ વખતે ગુરૂએ તેમના માત પિતાને પણ કહ્યું, કે તમારો પુત્ર આગળ જતાં મહા પ્રતાપિ નીવડશે એવાં લક્ષણ જણાય છે.

ત્યારબાદ વરસ ૧૪ ની ઉમરમાં તેઓ શ્રી નવાનગર વ્યાકરણ, કાવ્ય વગેરેનો અભ્યાસ કરવા ગયા, ત્યાં બે વરસ સારી રીતે અભ્યાસ કરી ગુરૂ વગેરે સૌને આનંદ પમાડયો. ને પછી તેઓ ઘેર આવ્યા. આ વખતે સંવત ૧૮૬૭ ની સાલનો આખર ભાગ હતો. ઘેર આવ્યા પછી અભ્યાસ જારી રાખ્યો. એવામાં દૈવ જોગે એક મહાન વિદ્વાન સન્યાસી મઝેવડીથી જમનાવડ આવતાં રસ્તામાં સોનાર વાવ છે ત્યાં અતિસારના રોગથી પીડા પામતા હતા.

તેમણે જમનાવડમાં વૈદ કલ્યાણજીને સંદેશો કહાવ્યો,તેથીનાગજી માહારાજ નેબીજા બ્રાહ્મણો જઇ તેમને પોતાને ઘેર તેડી લાવ્યા. ત્યાં તેમનું ઔષધ વૈદ કલ્યાણજીએ કર્યું, જેથી સન્યાસીને ખુબ આરામ થયો ને પ્રસન્ન થઇ બોલ્યા કે વૈદ કલ્યાણજી, તમારો પુત્ર નાગજી ગણિત, જ્યોતિષ, વ્યાકરણ ને કાવ્ય જ્ઞાનમાં બહુજ નિપૂણ ને વિચક્ષણ જણાય છે, માટે તમારી ખુશી હોય તો સ્વરોદય વગેરે કેટલુંક જ્ઞાન આપું." વૈદ કલ્યાણજીને ભાવતું હતું ને વૈદે કહ્યું." તેમજ નાગજી મહારાજે પણ સન્યાસીની વિદ્વતા ઉંચી જોઇ અભ્યાસ વધારવા માંડયો. ને વરસ દોઢ વરસમાં ત્રણે જાતની નાડી-ઇંગ્લા, પીંગલા ને સુખમણાના ભેદ, પંચતત્વ, પંચપ્રાણ વાયુ ખેંચવા મેલવા ને સમાધી લક્ષ સુધાં કરી બતાવ્યાં ને બીજું કેટલુક ઉપયોગી જ્ઞાન સન્યાસીએ પ્રસન્ન થઇ દીધું.

ત્યારબાદ તે સન્યાસીએ બે, ત્રણ ભવિષ્યના ચમત્કાર કરી બતાવ્યા. જે ચમત્કારની વાત આસપાસ ફેલાણી, તેથી ઘણા લોકો ત્યાં ભવિષ્ય વગેરેના પ્રશ્ન પૂછવા આવવા મંડયા. તે વખત સન્યાસીએ પોતે આપેલા જ્ઞાનનો ઉપયોગ, આવનાર માણસો સમક્ષ નાગજી મહારાજ પાસે કરાવવા માંડયો. જેથી તેમના ભવિષ્ય ચમત્કાર વગેરે કહે તેજ પ્રમાણે થવા મંડયા. તે જોઇ સન્યાસી ઘણા ખુશી થઈ દુવા દઇ નર્મદા તરફ પધાર્યા.

સંવત ૧૮૯૮ ની સાલથી પોતે આગમ વર્ષના ભાવ ને બીજા ભવિષ્ય પ્રશ્નો વગેરેની વાતો કરવા મંડયા ને તેજ પ્રમાણે થવાથી પ્રજાનો વિશ્વાસ તેમનાપર વધતો ગયો, ને સુકીર્તિનાં કિરણો ચારે દિશાએ ફેલાવા માંડયાં. તેજ સાલમાં જમનાવડના દરબાર દાદાભાઇનું દ્રવ્ય ભોંયમાં રહી ગએલું તેથી તેમણે પૂછયું તો કહ્યું કે તમારા ઘરથી

પુર્વ દિશામાં ગજ એ ને આંગળ ૧૦ ઉપર જુઓ. તે પ્રમાણે જોવાથી દ્રવ્ય હાથ આવ્યું ને નાગજી માહારાજને દાદાભાઇએ શીખ સતકારથી ઘણા રાજી કર્યા.

આ વખત તેમની ઉમર ૧૭ વરસની હતી. પણ ઘરના સુખી હોવાથી શરીરનો બાંધો ઘણો મજબુત, ઊંચો ને પરાક્રમી દેખાતો હતો. વળી તેટલી નાની ઉમરમાં વિદ્યાનો વધારો ઘણો સારો કર્યો હતો. તેમના શરીરની કાંતિ, ચહેરો ને વિદ્વતા જોઇ લોકો મોહ પામતા હતા. તેમજ તેમના ભવ્ય ચેહેરાથી એ જ્યાં જાય ત્યાં એમનું વજન પડતું હતું.

સંવત ૧૮૬૮ ના આખર ભાગમાં ગોંડલના મહારાજા કુંભાજીના પાટવી કુંવર દેવોજી ધોરાજી પધારેલા હતા. તેમણે નાગજી મહારાજની કીર્તિ સાંભળતાં આદર સતકાર સાથે તેડાવ્યા. પછી મહારાજાએ પોતના રાજ અભિપ્રાય સંબંધી ને ધોરાજી દુર્ગને વિઘ્નકાર્યક છે કે નહિ ? વગેરે પ્રશ્ન પૂછ્યા. તેના ઉત્તરમાં પોતે કહ્યું તેજ પ્રમાણે થવાથી મહારાજા ઘણા ખુશી થયા. ને પોતાના તાબામાં આવા મહાત્મા પુરૂષનો ઉદય થયો જાણી તેમને કેટલોક ઊંચો પોશાક ને બીજી ભેટ કરી આશીરવાદ લીધો.

આ ઉપરથી આપણને જણાય છે કે તે વખત પણ, હાલ ગોંડલનું રાજ કવિ પંડિતને જેવું માન આપી વિદ્યા વૃદ્ધિ માટે ઘણી ખંતથી ઉત્તેજન આપવામાં રાજકર્ત્તાનો ખરો ધર્મ સમજી આગેવાન છે, તેમ તે વખતે પણ હતુંજ. એ આપણે થોડું હરખાવાનું નથી. ઈશ્વર આવા રાજ્યની ચડતી કરો ને ભારત ભૂમિ હાલ જે ખરાબ હાલત ભોગવે છે તેનો ઉદ્ધાર થવાની તેઓમાં વિશેષ બુદ્ધિની પ્રેરણા કરો. સંવત ૧૮૬૯ માં દેશમાં વરસાદ નહીં

વરસવાથી ભારે દુકાળ પડયો. જેથી તેમના જજમાન લોકો વાળાકની પશ્ચિમ બાજુપર ગાયકવાડની ધારી પાસે ગામ ગીગાસણમાં જઇ વસ્યા. વૈદ કલ્યાણજીને તેમના કુટુંબીઓ પણ જજમાન સાથે ત્યાં ગયા ને ૩, ૪ વરસ રહ્યા. પણ ગીગાસણના બાવાવાળાને જેતપુરના દરબાર સાથે બારવટું હતું તેથી તેમણે ડર બતાવ્યો કે ગામ ઉજડ કરી ચાલ્યા જાઓ, નહિતો તમને નુકશાન થશે. આમ બનાવ બનવાથી તેઓ જૂનાગઢ તાબાના ગામ ગાધકડામાં સૌ જજમાનો સાથે આવી વસ્યા.

### દોહા.

કવિ કુળ પીતા કલ્યાણજી તે સુત નાગજી નામ;
જન્મ ભોમ જમનાવડે વસ્યા ગાધેસર ગામ. ૧
સંવત અઢાર ચુમોતરે વયે વરસ બાવીશ,
ઉમર ગુજરી એટલી ઉજવળ ગ્નાત અવદીચ. ૨

આ વખતે ગાધકડામાં ખુમાણ દરબારોનું જોર ઘણું હતું, ને તેઓ મોટા દીલવાળા ને પોતાને તાબે રહેવા આવનારનું રૂડી રીતે રક્ષણ કરનાર હતા. તેઓમાં મુખ્ય ખુમાણ લુણવીર તથા જૈતાખુમાણ હતા. નવાબ સરકારનો અમલ આ ગામપર આવખતે થોડો હતો તેથી ગામમાં તેઓ જે કરતા તેજ થતું. નાગજી માહારાજ જેવા વિદ્વાન મહાત્માનાં ગામમાં પગલાં થયાં ને તેઓ આવવાથી ગામમાં ૫૦૦ માણુસની વસ્તી હતી તેને બદલે લગભગ ૧૫૦૦ માણુસની થઈ ને ગામ આબાદ થયું જેથી હરેક કામમાં તેઓ તેમને પૂછીનેજ કામ કરવા મંડયા. નાગજી મહારાજ જેમ જોતિષ, પિંગળાદિ ગ્નાનમાં નિપુણ હતા તેવાજ તેઓ રાજ નીતિમાં પણ હોશીઆર હતા. અહીં નાગજી માહારાજ નવીન કાવ્ય કરવા મંડયા. ને કાવ્ય કરવામાં કુંડળિયા-

છંદનું પ્રાધાન્યપણું મુખ્ય હતું. કાઠી દરબારો ને બીજાલોકો તેમને અહીં પણ પ્રશ્ન પૂછવા મંડયા. તેના ઉત્તરમાં કહ્યા પ્રમાણેજ થવાથી આસપાસ ઘણી કીર્તિ ફેલાણી. અહીંતેઓએ આગમ વર્ષના કુંડળિઆ સંવત ૧૮૭૫થી જાહેરમાં મૂકયા ને તેના ઉતારા વગવશીલે દેશમાં ચાલુ થયા. કારણ હાલની પેઠે છાપખાનાનો ફેલાવો તે વખતે નહોતો.

સંવત ૧૮૭૬ની સાલના કુંડળિઆમાં કહેલ કે વર્ષ ભીનીયું થશે, ડાઢ ચાલશે. તો એ વર્ષમાં ઉંદર ઘણાથયા ને વર્ષ કહ્યા પ્રમાણેજ થયું, તેથી લોકોનો ભાવ તેપર વધારે બેસવા મંડયો.

તેજ સાલમાં ભાવનગરથી ઠાકોર વિજેસિંહ મહારાજ શ્રી મહુવે પધારેલા તેમણે નાગજી માહારાજની કીર્ત્તિની વાતો અનેક અદભુત રીતે ચાલી રહેલી તે સાંભળવાથીત્યાં તેમને તેડાવ્યા ને કેટલાક પ્રશ્ન પૂછયા. તે આગમ ચેતીવાળા મહાત્માને પોતાની વસાતમાં રહેવા આવવા વિનતિ કરી, મન માનતી લાલચો બતાવી. પણ હાલના મનડગું માણસોની પેઠે લોભને વશ ન થતાં પ્રથમ જ્યાં આશ્રય મળ્યો ત્યાંજ રહી એક વૃત્તિએ ઇશ્વર ભજન કરવું ને પ્રજાહિત ચાહવું એમ ધારી તેમણે ઉત્તર આપ્યો કે મને ગાધકડામાં સર્વ પ્રકારે આનંદ છે, જેથી એ સંબંધી વિશેષ વિનતિ આપ નહિ કરશો એવી મારી માગણી છે. પછી તેઓ ઘેર પધાર્યા. ને તેમના લગ્નની બડી ધામધુમ ચાલી. ને સમયપ્રમાણે યોગ્ય ખરચથી વિવાહનું કામ પુરું કર્યું. પોતાનાં જે બાઈ સાથે લગ્ન થયાં તે બાઇ ભણેલાં ને પતિવૃતા હતાં. જેથી તે તરફનું પણ પોતાને સુખ સારૂં હતું.

નાગજી માહારાજની કીર્તિ ભરોંસા જોગ ફેલાવા માંડી. તેમાં તે કીર્તિનો પ્રથમ લાભ આમરડીના પ્રખ્યાત

બહાદુર ખુમાણ જોગીદાસે ને પીઠવડીના ખુમાણ નાગપાળે વધારે લેવા માંડયો. ને એ, ચાર દિવસને અંતરે આસ-પાસના ને ગામના વીર કાઠી ક્ષત્રીઓનો મોટો જથો બેઠકમાં થવા માંડયો ને તેમની પાસે સુબોધ કાવ્ય ને ભા-રતાદિ કથા વંચાવી ઘણો આનંદ લેવા મંડયા ને સૌએ પોતાના ગુરૂ નાગજી માહારાજને કર્યા, ને તેમની આજ્ઞા મુજબ સૌ વરતવા લાગ્યા.

નાગજી માહારાજનાં જેમણે દર્શન કરેલાં તે કહે છે કે એવી મૂર્તિ શાંત્ત, વીરરસ ને હાસ્યરસ ભરેલી અમે કોઇ રાજદ્વારમાં પણ દીઠી નથી. જે સભામાં એ બેસતા તે સભામાં વકતા તો પોતેજ ને બીજા બેસવાવાળા તો તેમના મુખ સામુ જોઇ રહેતા, જે વખત ભારતની ક-થા† વંચાતી તે સમે તો જાણે અહીંજ ભારથ યુદ્ધ થ-તું હોયની એમ જણાતું, વળી તે વખત કથા સાંભળના-રનાં ચિત્ત તેમાં લીન થઈ જતાં, ને મુખ વકાસી રહેતા. કેટલાક કાઠી બાહાદુર વીરો તો જાણે અબઘડી તરવારો ખેંચી સામ સામા યુદ્ધે ભળશે તેવા શૂરાતનમાં આવી તે-ઓ રોમાંચિત થતા, ને કેટલાક કાયર તો ભય પામ-તા. સિંધુ રાગ જ્યારે વાંચતા ત્યારે આસપાસ આખા ગામમાં તેમનો મધુર સ્વર સંભળાતો. તે વખત પોતાના શરીરમાં વીરરસ આબેહુબ પ્રગટ થતો ને ગીતાજી કે ભા ગવત વાંચતી વખતે સર્વને ધર્મના ખરા રહસ્યનું જ્ઞાન પ્ર-ગટ કરાવતા. તે વખત સર્વના મનને એમ થઇ જતું હ-તું કે આ સંસાર ખરેજ સ્વપ્નવત્ છે. વળી ઇશ્વર ઉપર તે વખત પ્રીતિનો એવો રસ પ્રગટ થતો કે આ સંસાર

---

† એવી રીતની કથા વાર્તાઓનો ઠારોઠાર ફેલાવો થાય તો આપણા દેશના લોકોને પ્રાચીન જ્ઞાનનો ઘણો લાભ મળે.

ત્યાગ કરી એક સ્થળે બેઠા બેઠા જાણે ભક્તિજ કર્યા કરીએ. એવે વખતે સૌને શાંત રસ ઉત્પન્ન થતો ને મનમાં શાંતિ, શાંતિ વ્યાપ્ત થતી.

જે વખત સભામાં જગવિનોદની વાર્ત્તા કહેતા તે સમે વાર્તામાં હાસ્યરસ પ્રગટ થતો ને કેટલાંક માણસો હસતાં હસતાં આડાં દબીજતાં. એ રીતે હાસ્યરસ પ્રગટ કરી સભામંડળને આનંદ પમાડતા.

ત્યારબાદ ઘણા લોકો તેમને દર્શને આવવા મંડયા ને કહેતા કે નાગજી માહારાજ ભગવાનનો અવતાર હશે કે જેમના કહ્યા પ્રમાણેજ બરોબર થાય છે.

આવે વખતે તેમને કેટલાક બ્રાહ્મણ ને સાધુઓ મળ્યા. ને ભગવાનનું નામ ધારણ કરી દેશમાં નવો મત ચલાવવાને પ્રેરણા કરવા મંડયા. પણ એ મહાત્મા પુરુષ દેશ, કાળને જાણવાવાળા તેથી તેમણે કહ્યું કે નવો ધર્મ શોધી કાઢવાનો છેજ નહીં. આપણે દરેક માણસે શો ધર્મ પાળવો તે આપણાં શાસ્ત્રો જેવાં કે વેદ, ભાગવત, ગીતા વગેરેમાં કહેલું છે, માટે તે પ્રમાણે ચાલવું ને ઉપદેશ કરવો એ બ્રાહ્મણ માત્રનો ધર્મ છે પણ ઢોંગથી ઇશ્વરની પદવી ધરી બીજા કેટલાકોએ જેમ પાખંડી મત્ત ચલાવ્યા છે તેમ કરવાથી ચલાવનારને તેના મત્તમાં ભળનાર ખરાબ દશાને પાત્ર થાય છે. કારણ એથી ખરા ધર્મનું લોપન થાય છે ને દેશમાં અનેક ધર્મ વધવાથી મત પડે છે. ને મતે કરી દેશની પડતીનાં અનેક બીજ રોપાય છે, માટે ભરતખંડમાં જે અનેક ધર્મ જૂદા જૂદા આચાર્યોએ ચલાવ્યા છે તે ભરતખંડની પડતીનું મૂળ છે. ભરતખંડની દશા સુધરવી એ ધર્મ સાથે અતિ નીકટ સંબંધ ધરાવે છે ને જ્યાં લગી એક વેદ ધર્મ આખા દેશમાં પ્રવર્ત્તન નહિ પામે ત્યાં લગી

ભારતનો ઉદય થવાની આશા રાખવી તે ફોગટ છે. માટે પાખંડી મતનાં હમણાં જોતા જોતાંમાં ઘણાં લફરાં નથી પડ્યાં છે તે દુર કરવાને બદલે નવું લફરૂં વધારવું એ ખરેખર દેશની પડતી થવાનું મૂળ છે. મતલબ કે ખોટા ઢોંગથી ભગવાન બની દેશના પૈસા હરવા ને ખરા વેદ ધર્મથી વિમુખ થવું એ દેશદ્રોહીપણું ને નર્કે જવાની નિશાની છે. માટે સ્વધર્મમાં સમાન રહેવું, ધર્મનાં પુસ્તકો વાંચવાં ને તેનો ભેદ ગુરૂ મુખથી લેવો, સદ્ગુણોનો અંતર પોશાક પહેરવો ને દુર્ગુણોનો નાશ કરવો. અને હમેશાં નીતિપૂર્વક ચાલી ઇશ્વર ભજન સાથે સંસારી કર્તવ્યકર્મો પાપ રહિત કરવાં. મનુષ્યમાત્ર આપણા ભાઈ છે એમ માની તેમનું નિરંતર ભલું ઇચ્છવું એવો મારો નમ્ર મત છે. એવી રીતે ઘણો અસરકારક સુબોધ આપી સૌને ખરૂં ધર્મરહસ્ય દેખાડી આપ્યું જેથી પૈસો હરવાની લાલચે જે બનાવટ કરવા આવેલા તે સૌ સૌને માર્ગે પડ્યા.

સંવત ૧૮૭૭ ની સાલમાં કેટલાક કાઠા લોક બહારવટે નીકળી રૈયત સાથે જુલમ કરતા હતા. તેનો શોધ કરવા સારૂ એક સાહેબ‡ ગાધકડે આવ્યા હતા. કારણ આ વખતે ગાધકડાના ખુમાણોનું જોર ઘણું હતું ને તેમનું નામ સાંભળી આસપાસ રાડ બોલાતી. તે વખત ગાધકડા, બારવટીઆ લોકોને સંતાવાનું એક સ્થળ ગણાતું. આજે શીઆળને જોઇ વાઘ આવ્યો માની બીએ છે તેવા તે વખતના લોકો નહોતા. સાહેબનો સિપાઇ ગામમાં કારણસર જતાં નાગજી માહારાજ ભવિષ્યવાદી છે એમ તેને જણાયાથી તે મહાત્માની વાત સાહેબને કરી. સાહેબ લોકને નવી

‡ ઘણું કરીને વાકર સાહેબ હશે. નામની તપાસ કરતાં કોઈને ખરૂં નામ યાદ નથી.

વાત જાણવાની બહુ તૃષ્ણા હોય છે જેથી તુરત નાગજી મહારાજને પોતાના તંબુમાં બોલાવ્યા ને તેગના ધર્મ—આચરણ મુજબ બેસવાની ગોઠવણ કરી હતી ત્યાં બેઠા. એટલે સાહેબે પૂછ્યું કે "તુમ લોક જોતિશ વિડા જાણુટા હો?" કહ્યું કે હા, સાહેબ. એટલે સાહેબે પોતાના ગજવામાં હાથ નાંખી મૂઠીવાળી બહાર કાઢી પૂછ્યું કે "ઇસમેં કયા હે?" ત્યારે નાગજી માહારાજે સ્વરોદય પરીક્ષાથી કહ્યું કે સ્વેત વસ્તુ ચાંદી છે. પછી સાહેબે મૂઠી ઉઘાડી તો રૂપિઓ નીકળ્યો તે નાગજી મહારાજને આપ્યો ને પછી સાહેબે પોતાની પેટી ઉઘાડી વસ્તુ લઈ મૂઠીવાળી બોલ્યા કે "પંડિત આમાં કયા હે"? જોઈ કહ્યું કે સમુદ્રમાં બનેલી સ્વેત વસ્તુ છીપછે. એટલે મૂઠી ઉઘાડી તો છીપનું બુટન નીકળ્યું. જેથી સાહેબ ઘણા ખુશ થયા ને બોલ્યા કે હિંદમાં એસાબી પંડિત પડયાહે ખરા. એમ કહી એક પોતાની નિશાનીવાળો રૂમાલ તથા એક સંસ્કૃત ગ્રંથ પોતાની પાસે સંગ્રહ કરી રાખેલો તેમાંથી આપ્યો. તે બેઉવાનાં હાલ તેમના ચી. વૈદ પ્રાગજી તથા વીપ્ર દુલભજીના ઘરમાં હયાત છે.

સંવત ૧૮૭૮ માં આસપાસના કેટલાક કાઠી તસ્કર હતા તેમને ઉપદેશ કરી તેમના ગણેશીયા (ખાતરીયા) કુવામાં નંખાવ્યા. ને બીજા કેટલાક જીવ જંતુની હાની કરતા તેમને પણ જ્ઞાનબોધ આપી અટકાવ્યા. પોતે શીવધર્મી હતા ને સૌને ધર્મનું રહસ્ય સંભળાવતા. બીજા કોઇ ધર્મની નિંદા કરવાની તેમની રીતી નહોતી. બ્રહ્મા, વિષ્ણુ ને માહેશ્વર એ ત્રણ ગુણાતીત માયાને સમજવામાં એકપણુંજ હતું. ત્યાર પછી તેજ સાલમાં તેઓ શ્રી પ્રભાસપાટણ કેટલાક શીષ્યો સાથે ગયા. ત્યાં કેટલાક સન્યાસી ને બ્રહ્મચારી પોતાના જાણીતા હતા તેમની સાથે મુલાકાત થઇ ને અદ્વૈત જ્ઞાન

નિરૂપણ સત્સંગ થયો. ત્યાં એક મોટી ધર્મ વિવેચનપર સભા ભરાણી. જેમાં નાગજી મહારાજ સભામાં ઘણી પ્રશંશા પામ્યા. પછી તેઓ ત્યાંથી ઘેર પધાર્યા.

સંવત ૧૮૮૦માં કચ્છ ભુજથી વાણિયાના પોશાગરી દુલ્લભાનંદ કરીને ભારે કવિ હતા. તેમનું પધારવું ગાઘકડે થયું. તે મહા પ્રવીણ ને વિદ્વાન હતા, જેથી નાગજી મહારાજને તેમની સાથે બહુ મિત્રાચાર થયો. કચ્છ દેશ પીંગલ માટે પ્રખ્યાત છે જેથી દુલ્લભાનંદ કવિને પીંગલનું ઘણું સારૂં જ્ઞાન હતું. તેથી નાગજી મહારાજે પીંગલનું કેટલુંક જ્ઞાન વધાર્યું ને ૧ માસ સત્સંગ રહ્યો. પછી દુલ્લભાનંદ કચ્છભુજ તરફ ચાલવાના થયા ત્યારે તેમના ગુણ પ્રશંશાનો નાગજી મહારાજે કુંડળિયો કહ્યો.—

કુંડળિયો.

દરિયા દેખ્યા દુલ્લભજી ગુણ મોતનકી ખાણ;
કથેહેં ગાથા ગિત્પદ મુખ અમૃતકી બાન.
મુખ અમૃતકી બાન જાન શૂર વૃંદી આયા;
મુખ મુકતાજર બેન અધીકી શોભા લાયા.
કહે નાગજી વીપ્ર નિધાની નેનુ પેખ્યા;
ગુણ મોતનકી ખાણ દુલભજી દરિયા દેખ્યા. ૧

પછી તેજ સાલમાં પોતાને ઘરે પુત્રનો જન્મ થયો જેથી તેમનાં માત પીતા ઘણાં રાજી થયાં ને જન્મ ઓચ્છવ કર્યો. એ પુત્ર હાલ વૈદ પ્રાગજીના નામથી ઓળખાયછે.

સંવત ૧૮૮૧ ની સાલ આવી ત્યારે સૌને કહ્યું કે આ સાલ બહુ કઠણ છે. ને કુંડળિયામાં કહ્યા પ્રમાણેજ થયું. પછી સંવત ૧૮૮૨ થી તે સંવત ૧૮૮૯ સુધીમાં ઘેર બેઠાં સભા વિનોદ ને દર વર્ષના કુંડળિયા તથા પ્રસ્તાવીક કાવ્ય કરતા. આ વખતે ઈશ્વર ઉપાસના ને આદિ શક્તિના

પાઠ પર તેમનું લક્ષ વધારે હતું.

સંવત ૧૮૯૦ માં કચ્છદેશમાં પોતાના જજમાન આચરપંચોળીમાં પધાર્યા. ત્યાં અંજારમાં પોતાના મિત્ર દુલ્લભાનંદ કવિ સાથે મિલાપ થયો. દુલ્લભાનંદ એ મહાત્માના ગુણથી જાણીતા હતા જેથી ભુજ દરબારને પત્ર લખી જણાવ્યું કે કાઠિયાવાડમાંથી જોતિષ વિદ્યા વગેરેમાં પ્રવિણ નાગજી મહારાજ આહીં પધાર્યા છે. તે મુલાકાત લેવા જોગ છે. આ વાત મહારાણા દેશલજીએ ને તેમના મુખ્ય દીવાન બીહારીદાસ મથુરાંવાસી એ સાંભળી રાજી થયા. પોતે કુંડળિયાથી કીર્તિ સાંભળી હતી ને આ અનાયાસે મુલાકાતનો જોગ બનવાથી સીગ્રામ મોકલી ભુજ તેડાવ્યા. તેઓ દુલ્લભાનંદ કવિ સાથે ભુજ પધાર્યા. ભુજમાં મહારાણા દેશલજીએ ઘણા આદર સત્કાર સાથે ઉતારો આપ્યો.

ભુજમાં નાગજી માહારાજનું પધારવુ થયું તે વાત શહેરના બ્રાહ્મણ, વાણિઆ વગેરે ભાવિક લોકોએ સાંભળવાથી તેમના દર્શનનો લાભ લેવા આવવા લાગ્યા ને આગમ વર્તના ને બીજા પ્રશ્નો પૂછવા લાગ્યા. જેના ઉત્તરમાં કહ્યા પ્રમાણેજ થતું. ભૂજ શહેરના લોકોએ તેમની બુજ સારી જાણી. પછી દરબારમાં ગામના પંડિતો સાથે એક મોટી સભા ભરાણી, જેમાં નાગજી માહારાજની વિદ્યાની પરીક્ષા કરી. પણ તે મહાત્માએ મુખવાણીના સત્યવિવેચનથી સૌને ખુશી ખુશી કરી દીધા. ને સભામાં ઘણી પ્રશંશા પામ્યા. પછી તે ભરાએલી રસીક સભા વિષે નાગજી માહારાજે કુંડળીયો કહ્યો.

**કુંડળિયો.**

રસીક સભાકું રંગહે ગાન તાન ગુન જાન;
ખાય ખેલાવે ખરચહીં પ્રગલ સોપારી પાન.

પ્રગલ સોપારી પાન માન કવિ પંડિત પ્યારે;
બોલત અમૃત બેન નેનતેં રબેન ન્યારે.
કહે નાગજી વીપ્ર કરત જો કહત[1] જભાકું[2];
સાચે સજ્જન સોય રંગહે રસીક સભાકું. ૧

ભરાએલી સભાનો ગુણ પ્રશંશાનો કુંડળિયો સાંભળતાંજ સભામાં સૌએ હર્ષની તાળીયો પાડી. પછી ગ્રીષ્મઋતુ હોવાથી નાગજી મહારાજને બાગ જોવા તેડી જવા માટે સૌ સભા વિચાર કરી વિસરજન થઈ. તે વખત દુલ્લભાનંદ કવિએ કુંડળિયો કહ્યો.

કુંડળિયો.

સજ્જન ચલીયેં બાગમેં ખૂબી દેખન લાગ;
મોરહે અંબન કેતકી દાડમ ઓરહી દ્રાખ.
દાડમ ઓરહી દ્રાખ લાખ ત્રોવરકી[3] ભાતાં[4];
છે ફળ ફુલ અનેક બેઠ કર કીજે બાતાં,
કહે દુલભાનંદ આનંદ વિશેષ કરીયે;
ખૂબી દેખન લાગ બાગમેં સજ્જન ચલીયેં. ૧

એવા હેતુથી સૌ બાગ ભણી ગયા. બાગની શોભા જોઇ એક તળાવને કાંઠે જ્યાં આંબાનું વૃક્ષ આંખને જોઇ ઠંડક વળે એવું હતું ત્યાં બેસવાને કુંડળિયો કહ્યો.

કુંડળિયો.

સજ્જન છાંયા સુભહે તરૂ અંબન જલતીર,
બીકસ[5] સુમન[6] બહુ બરનકે[7] ચલતે ત્રિવિધ[8] સમીર[9].
ચલતે ત્રિવિધ સમીર ભીર બહુ પંચીન[10] કેરી;
સારસ હંસ ચકોર મોર પીક લેવત લહેરી.

---

૧ કહેતે. ૨ જીભથી. ૩ ઝાડ. ૪ જૂદી જૂદી જાતનાં.
૫ પ્રફુલ્લીત. ૬ પુષ્પ. ૭ જુદા જુદા રંગનાં. ૮ ત્રણ પ્રકારનો. ૯ વાયુ–મંદ શીતલને સુગંધ. ૧૦ પક્ષી.

કહે નાગજી વીપ્ર બેઠત્યાં ગ્રહી કે બાંયા;
બોલત મધુરે બેન સુબ્રહે સજ્જન છાંયા. ૧

પછી ત્યાં સૌ મંડળ બેઠું. મહારાણાએ નાગજી મહારાજને કહ્યું કે સ્નેહની વાત કેવી છે તે વિષે કુંડળિયો કહો. નાગજી મહારાજ તે સાંભળી બોલ્યા કે—

કુંડળિયો.

સજ્જન બાત સ્નેહકી પય મિશ્રિ[1]જ્યું પીત;
પ્રેમ પીયુંષા પાઠસે મરમ બચન મુખ મીત્ત[2].
મરમ બચન મુખ મીત્ત ચિત્ત પ્રીય જલસું સફરી[3];
બાની બિમલ વિવેક એક અક્ષર શુભ આફરી.
કહે નાગજી વીપ્ર તાપ [4]ત્રિવિધ કે તજ્જન;
કોટી સુધારન કામ સ્નેહકી બતીયાં સજ્જન. ૧

પછી સૌ શહેરમાં પધાર્યા. ને નાગજી મહારાજઆઠ દિવસ રહ્યા, જે વખત ચાલ્યા ત્યારે એક સુંદર સતાર નાગજી મહારાજને યાદી દાખલ ભેટ કર્યો ને બીજી પણ ખુબ સારી જાણી જેથી નાગજી મહારાજ વિદ્વાનોને ઉત્તેજન આપવાની એ રાજ્યની રીતીથી ખુશી થયા. ત્યાંથી અંજાર આવ્યા. અહીં ૧૦– ૧૫ દિવસ રહ્યા. પોતે વૈદકમાં ઘણા નિપૂણ હતા ને ધન્વંતરી વૈદ વખણાએલા તેવાજ વૈદકમાં દુઃખીનાં ઓષડ કરી પ્રખ્યાતિ પામ્યા હતા. ને વૈદક સંબંધી “કેશવ કલ્યાણ” એ નાગનો ગ્રંથ બહુ ઉત્તમ હતો. તેમાંની ઔષધિ બ્રહ્માનાં બાણ ફરેતો એ ફરે તેવો એ ગ્રંથનો ગુણ હતો. એ ગ્રંથ આજે તેમના ચી. વૈદપ્રાગજી પ્રાસે છે ને એ વડે તેઓ પણ આસપાસ ઘણી પ્રખ્યાતિ પામેલા છે.

---

૧ શાકર. ૨ અમૃત. ૩ માછલી. ૪ ત્રણ પ્રકારના તાપછે.

†સંવત ૧૮૯૫ નો કુંડળીયો.

કોષ હે મોટા જોષપેં જો કર જાણો કોય:
અન્નતણા અરૂ શાકકા નિશ્ચે ટોટા નોય.
નિશ્ચે ટોટા નોય સોઇ મહિ રખહીં માજા;
ખેડ ખાત અરૂ પાત અનુંકો રખો સમાઝા,
કહે નાગજી વીપ્ર ખેત અનાજકા ખોટા,
પંચાણુકી પ્રીછ જોષપેં કોષ હે મોટા ૧

અર્થ—મતલબ કે કુવાની તૈયારી કરી વાડીઓ વગેરેથી અનાજ, શાક આદિ પકવો. ખેતરમાં અનાજ થવાની આશા રાખવી નહિં. સંવત ૧૮૯૬ નો કુંડળિયો પણ નીચે મુજબ હતો.

ચૌદશ પાકે છનવો ઘેર ઘેર આનંદ
અન્ન તરણ અગળાં થશે રાજ વીંચેકો ફંદ,
રાજ વીંચેકો ફંદ તેગ સંધમે બાજે;
હોત રાજકો થાપ નવી મુદ્રા કોઈ છાજે
કહે નાગજી વીપ્ર સુગાલ જાણવો શાકે;
વીવા હોત વધાઈ છનુંવો ચૌદશ પાકે—

ત્યાર પછી સંવત ૧૯૦૦ ના સૈકામાં કહેલ કે અંબર નામનો કેતુ પશ્ચિમ દિશામાં આવી પ્રકારનો ઉગશે ને વર્ષ આવું થશે તો તેજ પ્રમાણે થયું— સંવત ૧૯૦૫ની સાલમાં રા. રા. મુખ્ય દીવાન અંનતજી અમરચંદ ગાધકડા ગામના સીમાડા સંબંધી ભાવનગર દરબાર સાથે તકરાર હોવાથી કાઠિયાવાડના મે. પોલીટીકાલ કર્નલ લાંગ સાહેબ તેમજ મેજર બ્લાક સાહેબ સાથે પધાર્યા ત્યાં નાગજી મહારાજની મુલાકાત થઇ ને તેમની વિદ્વતા જોઇ સાહેબ વગેરે સૌ ઘણા ખુશી થયા. ને નાગજી માહારાજને કહયું કે ગાધકડાતાબાનાં

---

†નાગજી મહારાજ તમામ વર્ષના કુંડળિયા કરતા પણ તેમાંના રમુજી તરીકે ને જાણવા જોગ માત્ર આમાં આપ્યાછે.

૭૫ ગામ જે ભાવનગર તાબામાં ગયાં છે તેની બાંધેલી ખંડણીમાં દરબાર તરફથી વાંધા છે તો આસપાસના કાઠી ગરાશીઆના ઘરમાં નવાબ સાહેબના મોર સિક્કા છે તે તમેં તસ્દી લઇ આણી આપો તો સરકાર તમારી મેહેનત જાણશે. કારણ એ ગરાશીઆ સૌ તમારા કહ્યા પ્રમાણે વર્ત્તે છે. નાગજી મહારાજ ધણીનું કૃતજ્ઞ કરવાવાળા હતા તેથી તે પ્રમાણે મોર સિક્કા આણી હાજર કર્યા તેથી દીવાન સાહેબ ઘણા ખુશી થયા, ને કહ્યું કે ૨ સાંતી જમીન તથા ૧ વાડીના કોષની જમીન આપવા કહ્યું પણ પોતે કહ્યું કે હું જમીન લેતો નથી. પણ દીવાન સાહેબ વિદ્વાનની ગુજ જાણવાવાળા હતા તેમાં વળી જુનાગઢી નાગર વિદ્યાને ઉત્તેજન આપવામાં ને પોતાના ધ-ણીની નેકીથી+ નોકરી બજાવવામાં પ્રથમથીજ આગેવાન છે, તેથી કહ્યું કે એમ થાય નહિ ને તમે જુનેગઢ જરૂર પધારજો હું અહીંથી જઇ નવાબશ્રી હામદખાનજીને તમારી વાત ક-રીશ, માટે જરૂર પધારવું.

સંવત ૧૯૦૭ માં નાગજી માહારાજને જુનેગઢથી તેડું આવવાથી પોતે ત્યાં પધાર્યા. નાગજી માહારાજની મુલાકાતથી નવાબશ્રી હામદખાનજીને જુનાગઢી નાગરો ઘણા ખુશી થયા ને નવાબ સાહેબ બોલ્યા કે નાગજી મહારાજ બડા મહાત્મા પુરૂષ હેં. કોઇબી રાજનીતિની ભૂલ હોય તો પણ નીકાલે એસા

---

+જુનાગઢના નાગર પોતાના ધણીની નેકીથી કેવી નો-કરી બજાવેછે તે વિશે એક વાત કહેવાય છે કે રણછોડજી દીવાન નવાનગર જેવારે દીવાન હતા ત્યારે પોતાના ધણીને ડાબે હાથે સલામ કરતા. જામ સાહેબે સભા ભરી કારણ પુછ્યું તો કહ્યું કે મેં જમણો હાથ નવાબ બાબી બાહાદુરને વેચ્યો છે એ વાતની જુનેગઢ ખબર પડવાથી તેમની નેકીપર-થી નવાબે દીવાન પદ આપ્યું. ધન્યછે એવા કૃતજ્ઞી નાગરોને.

ગુણવાન પંડિત આપણી વસાતમાં રહેછે તો આપણા ખુદા રાજી. એમ કહી દીવાન અંનતજીને કહ્યું કે નાગજી મહારાજને રાજ તરફથી આછી મદદ લગી દો, ત્યારે કહ્યું કે જમીન માટે હું કહું છું તો પોતે ના પાડેછે. ત્યારે નવાબ સરકારે કહ્યું કે આપણી ને તેમની હયાતીની કાંઇક યાદી તો જોઇએજ. કારણ તેમણે સરકારને મદદ કરીછે. પછી નાગજી મહારાજને કહે કે તમારા ઘોડાને વાસ્તે દરવર્ષે ચલુ ૨ હજાર ખડના પુળા ઘેર બેઠાં વહીવટદાર મારફત મળે જશે. જે વેણ નાગજી મહારાજે કબુલ રાખ્યું. પછી કહ્યું કે અહીંથી તે ગામ ખાતે આવનાર વહીવટદાર તમારી સલાહ લઇ રૈયત સુખી થાય તેમ વર્ત્તશે. પછી તેઓ ત્યાંથી ઘેર પધાર્યા.

સંવત ૧૯૦૮ ની સાલમાં પાલીતાણાના દરબાર શ્રી પ્રતાપસિંહ પ્રભાસપાટણની જાત્રાએ ગએલા તેમણે નાગજી મહારાજની કીર્તિ સાંભળેલી, તેથી વળતાં ગાધકડે આવ્યા ને બહાર નીલકંઠ મહાદેવની જગા છે ત્યાં મુકામ કરી નાગજી મહારાજને તેડાવ્યા. નાગજી મહારાજને પ્રસંગોપાત જણાયું કે દરબાર મુલાકાત વાસ્તેજ આવ્યા છે, કે તેથી ગામના ગરાશીઆ વગેરે સાથે ત્યાં ગયા, ને મુલાકાત લઇ આશીરવાદ આપ્યો.

દોહા.

પ્રતાપ વધ્યો પૃથ્વીપરે અચળ શ્રીધારાળ;
વંશ વધે આ વિશ્વમાં જ્યાં લગી ગંગાજળ. ૧.

દોહો સાંભળીને તેમજ એ મહાત્માની છબીનું તેજ ને વિદ્વતા જોઇ છકજ પામી ગયા. ઠાકોર પોતે વિદ્વાનની કદર જાણનાર સ્વતંત્ર સ્વભાવના દેશ હિતેચ્છુ ખરા વીર ક્ષત્રી હતા, તેથી નાગજી મહારાજને કહ્યું કે પાલીતાણે જરૂર પધારવું, અને અમારી વિનતિ છે કે જો તમે અમારી

વસાતમાં રહેવા આવો તો ગારીઆધારમાં ૩ સાંતીની જમીન ને ૨ વાડીના કોષ તથા રહેવા માટે નવી ઇમારતો મરજી મુજબ કરાવી દઉં, માટે જરૂર પધારવું. હું પાલીતાણે ગયા બાદ રાજ્ય વ્યવસાયથી તેડાવવા ભૂલી જવાય માટે તેડાવ્યાની વાટ ન જોતાં દયા કરી પધારવું એમ કહી દરબાર ગયા. પણ નાગજી મહારાજને તે બાબતની અપેક્ષા હતીનહિ તેથી ગયા નહિ, એ સંબંધી કોઈએ કારણ પૂછયું ત્યારે જણાવ્યું કે આગળ વખત એવો આવશે કે કેટલાક રાજાઓ અનીતિવાન થઇ અધર્મે ચાલશે ને ધર્મનાં કામો તોડવા ઉભા થશે કે ભાગની ઇચ્છા કરશે જેથી તે વખત બાધેલો ગરાસ એકદમ મુકી દેતાં રાજાને શ્રાપ થાય કે માઠાં પરિણામ નીપજે માટે પારકી આશા નહિં રાખતાં સ્વધર્મમાં સમાન રહી સ્વતંત્રતાથી ઉદ્યોગ કરી પોતાનો વહેવાર ચલાવવો એ વધારે ઉત્તમ છે. આ ઉપરથી હાલના બ્રાહ્મણોને શીખામણ લેવાની છે કે તેમને કેટલાક રાજ કર્ત્તાઓ તરફથી ભારે વર્ષાસન થવા મંડયાં પણ લોભને વશ નહિં થતાં પોતે પોતાના મંહત ગુણો દેખાડી તે ના લીધાં ને ધર્મમાં આકીનપણું રાખી પ્રજાહિત ચાહ્યું. તેથીજ જણાય છે કે એ મહાત્મા પુરૂષ હતા. હાલના બ્રાહ્મણો ઘેરે ઘેર ચપટી લોટ લઇ ખરા ધર્મને વણસાડી વિલાસ કરી પોતાના વેદમાં મનાએલા ઉંચ કુળને બટ્ટો લગાડે છે એ ખેદ પામવાનું છે. માટે હવે બ્રાહ્મણોએ પોતાનો મૂળ ધર્મ સંભાળી દેશનો જીર્ણોદ્ધાર કરવાને આગેવાન થવું જોઇએ. સંવત ૧૯૧૧ની સાલમાં ગાધકડાનો કિલ્લો આશો વદી ધનતેરસને દહાડે નાગજી મહારાજે જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે શરૂ કર્યો, જેથી કાંઇ વાંધો ન આવતાં તે કિલ્લો તૈયાર થયો.

સંતત ૧૯૧૨ની સાલમાં સાણોદર ભંડારીઆના ઘાંચી

કવિ ગાજીએ કવિનો ઉપરી કોણ તેની વડછડ ચલાવી, તે સુબોધ કુંડળિયાગાં આપવામાં આવી છે.

સંવત ૧૯૧૩*ની સાલનો કુંડળિયો નીચે મુજબ હતો.

તોય અશાડી તેરમેં ઘેર ઘેર મહિ [1]ધુમ;
દલીસેં દળ ઉમટે [2]રાહ રેમાન[3] દો કોમ,
રાહરેમાન દો કોમ ધુંધ ધંધકી ધરમેં;
પ્રગળા પરજન[4] હોય તોય છલકત ધર સરમેં[5].
કહે નાગજી વીપ્ર દલીધર રખડે ડાઢી;
શૃગાલ તાલ સૌ ફેર તેરમેં તોય અશાડી. ૧

સંવત ૧૯૧૪થી તે ૧૬ સુધી વર્ષના કુંડળિયા સિવાય બીજો બનાવ નથી.

સંવત ૧૯૧૭*ની સાલનો કુંડળિયો નીચે મુજબ હતો.

અંતે ધરિયો સતરકી ભાવિ બરતું ભેદ,
ધન વરસે અન્ન આકરા વાયક અછલ એ વેદ.
વાયક અછલ એ વેદ ખેદ જગીદાર ઉર જાણો.
દ્વારાગતિ દગડોલ ધરા તેહિ ધંધ ધુંધ્રાણો.
કહે નાગજી વીપ્ર અસિ[6]ખેલ ચલહીં અંતે;
શુણિત[7] સલિતાપુર[8] સતરકી ધરાયો અંતે. ૧

સંવત ૧૯૧૯ના વરસમાં અમરેલીના દેશાઇ શવજી લાલાએ તેમને તેડાવ્યા ત્યાં પોતાના ચી. કવિ ગૌવરીશંકરને સાથે તેડી ગયા હતા. ત્યાં શવજી દેશાઇએ ઘણો આ-

---

૧ ગોરસ. ૨ હિંદુ. ૩ મુસલમાન. ૪ વરસાદ. ૫ સરોવર ૬ તરવાર. ૭ લોહી ૮ નદી. *સન ૧૮૫૭નો બળવો થવાનું ને દ્વારકાંના બંડ માટે તેમણે અગાઉથી કહ્યું તેજ પ્રમાણે થવામાં છે. તેથી જણાય છે કે વર્ષના કુંડળિયા એ પણ ઇતિહાસનો કેટલોક અગમ ચેતી પુરાવો આપે છે ને તે પુરાવો વખતે ઘણો ઉપયોગી પણ થઇ પડે ખરો.

ફર સતકાર કરી ૧૦ દિવસ રાખ્યા ને પૂછ્યું કે શ્રી વાંકીયાના વાલા જેઠશુર બારવટે નીકળેલ છે તેને મનામણું કરવું કે કેમ? તેના ઉત્તરમાં નાગજી મહારાજે કહ્યું કે એ તો એની મેળે પાર પડી જશે. પણ રાજ ઉપદ્રવનો સંકટ પ્રાણગત તમારે માથે આવે તેમ છે. તે સાંભળી શવજી દેશાઈએ કહ્યું કે તેની મને કોઈ પુરાવાથી ખાત્રી થવી જોઇએ, વાસ્તે વડોદરેથી મહારાજા ખંડેરાવનો પત્ર આવવાનો છે તો તે ક્યારે આવશે ને તેમાં શું જવાબ આવશે તે કહો. પછી નાગજી મહારાજે પોતાના ઇષ્ટદેવની રાત્રે કેટલીક વખત ઉપાસના કરીને પછી દેશાઇને કહ્યું કે કાલે બપોર પછી ૧ વાગે પત્ર આવશે ને આ પ્રશ્ન પૂછવાની પ્રેરણા બીજા જણની કરેલી છે. તમારા મનથી ઉત્પન્ન થએલી નથી, તે પત્રમાં સમાચાર તમારા હિત કર્તા નહિં આવે. પછી શવજી દેશાઇએ નાગજી મહારાજના કહેવા પ્રમાણે થવાથી રૂપિઆ ૫૦ દક્ષણા આપી હાથ જોડી કહ્યું કે જો તમે અહીં રહેવા આવો તો મારા પીતાની બંધાવેલી લાલા વાવ તળે ૨ સાંતીની જમીન ને ૧ વાડીનો કોપ અર્પણ કરૂં ને નવાં ઘર તમારી મરજી મુજબ ચણાવી દઉં. પણ નાગજી મહારાજને તે લેવાની અપેક્ષા હતી નહિં તેથી કહ્યું કે તમે વડોદરે જઈને આવો ત્યારે વાત. પછી નાગજી મહારાજ ઘેર પધાર્યા ને શવજી દેશાઇને વડોદરે મહારાજા ખંડેરાવે તેડાવ્યા, તેથી ત્યાં ગયા ને તેઓ ત્યાંજ રહ્યા.

સંવત ૧૯૧૯ના આખર ભાગમાં વડોદરા તાબામાં તોરણા કરી ગામ છે ત્યાં હાંસુ કરી એક કવિ નટ હતો. તેને ભાગવતને ગીતાજીપર બહુ પ્યાર હતો. પ્રસંગોપાત કાગળ પત્રનો વહેવાર ચાલતાં નાગજી મહારાજે તેમના ઉપર એક ભાગવત વિષે કુંડળિયો કરી મોકલ્યો.

## ભાગવત્ વિષે કુંડળિયો.

બ્રહ્મ સરોવર ભાગવત્ મોતી મુકુંદ ખાણ;
સંત હંસ ત્યાં [1]સુગનહે ધરત સમ બુદ્ધિ ધ્યાન.
ધરત સમ બુદ્ધિધ્યાન જ્ઞાનમેં નીત ઉંડા નાવે;
જ્ઞાન લહીર[2] મણી મૂલ્ય ભેદ સત ગુરકી પાસ.
કહે નાગજી વીપ્ર સરસ હે કલ્પ[3] તરોવર;
જનમન મંજન કરત ભાગવત બ્રહ્મ સરોવર. ૧

તેનો ઉત્તર કવિ હાંસુએ નીચે મુજબ આપ્યો હતો—

### કુંડળિયો.

ભાગવતમેં ભેદહેં અનુભવ જ્ઞાન વિચાર;
ભાવે પઢે ખટ્શાસ્ત્રકું ભાવે પુરાણ અઢાર.
ભાવે પુરાણ અઢાર ગાવે નીશદીન ગીતા;
હારદ નાવે હાથ જબ હું મનકું નહિ જીત્યા.
હાંસુ કહે સુણો નાગજી વાકી શાખીહે વેદ;
અંતર ન પ્રીછે આત્મા તો ભાગવત્મેં ભેદ. ૧

આ કુંડળિયો વાંચી કવિ નાગજી મહારાજ ઘણા પ્રસન્ન થયા. ને સંવત ૧૯૨૦ની સાલ બેઠી. સંવત ૧૯૨૦ ની સાલની શરૂઆતમાં એક સમે સર્વ મંડળ ભરાઈને બેઠેલ તેમાં પંચકાવ્ય શકિત નાગજી માહારાજની હતી તેથી સૌએ કહ્યું કે આજતો અમને સૌને પંચકાવ્ય કરી જ્ઞાન બોધ આપો. નાગજી માહારાજે તેમની ઇચ્છા પ્રમાણે કરી સર્વ જનોને સંતોષ્યા. ત્યારબાદ તે સાલમાં આ જીવન મુકતા મહાત્માએ સ્વર્ગવાસ કર્યો. તેથી દેશના ભાવિક લોકોમાં મોટો ખળભળાટ થયો ને જેણે જેણે નાગજી મહારાજની કીર્ત્તિ સાંભળેલી તે કહેવા લાગ્યો કે બ્રાહ્મણની વિદ્યાનું સત્ જાળવનાર ને પ્રજાહિતેચ્છુ ભવિષ્ય મહાત્મા પડયો. અરે!! આવું બિંદ બ્રાહ્મણમાં હવે જાગવું કઠણ છે. વળી

એ મહાત્મા પડતાં ગામમાં, આસપાસના તમામ ગામોમાં ને કેટલેક મોટે સ્થળે પણ હડતાળો પડી એવી તેમની નામ નામ હતી. ને નાનું ને મોટું સૌ આ મહાત્મા પુરૂષ માટે શોચ કરવા મંડયું. ને તેના કુટુંબીઓને આ મોટો કારી ઘા લાગ્યો.

દોહો.

જન્મ વરસ કહું જાણવા અક્ષર સંખ્યા એહ;
મરણતીથી મતલબ મળે, તત્વ ધરો દીલ તેહ. ૧

છપો.

તત્વ ધરો દીલ તેહ જેહ જન્મી જશ લીધો;
આગમ વર્ષ અવેવ પ્રગટ કુંડળિયે કીધો.
અનુપસંવત ઓગણિશ વરસ વીશ પોશ અમાંસે;
સભા સજ્જન સન્મુખ પરીવાર બેસાર્યો પાસે.
ઉપદેશ સૌને આપવા વાણી વિધ વિધે કહી;
એમ આનંદ સૌને આપતાં એક પોર રજની ગઇ. ૧
ધર્મ ધ્યાન ને જ્ઞાન ન્યાય નીગમીની નીતિ;
કહી કુળ મરજાદ વરણવતાં રજની વીત્તી.
જીવન મુક્તા જેમ તત્ક્ષણ તજવા તનને;
ઉરમાં ધાર્યું એમ જણાવ્યું સર્વે જનને.
પ્રતિ પદા પ્રભાતમાં સવીતા સમરી સેવ;
નીજ નાથ ધામ નાગજી ગયે દેહ તજી થયા દેવ. ૨

એ મહાત્મા પૂરૂષની રહેણી કેવી હતી તે વિશે તેમણે પોતે જાતેજ કહેલ છે કે—

કુંડળિયા.

મેરા મનકી કહતહું સુંણિયો સબ સંસાર;
કબહુ અનર્થ ના કરૂં આપ સ્વારથ ધાર.
આપ સ્વારથ ધાર ભેદકર અસત ન ભાખું;
લાહુંન દીનકી લાંચ જૂઠકી પક્ષ ન રાખું.

કહે નાગજી વીપ્ર એહી ટેક હે તનકી;
સુણિયો સબ સંસાર કહેતહું મેરા મનકી. ૧
ચોરી નારી ચુગલતા પરકી કરૂં ન કોય;
સાત દુવાઇ રામકી જો દીલ મેરે હોય.
જો દીલ મેરે હોય કોઇ પરનાર પ્રસંગા;
સોમેં સુપસ સમાન જાન મોહી પાપિ અંગા.
કહે નાગજી વીપ્ર એહી ટેક હે હમારી;
પરકી કરૂં ન કોય ચુગલતા ચોરી નારી. ૨

નાગજી મહારાજ પોતે જીવનમુક્તા જેવા મહાત્મા પુરૂષ હતા તેથી તેમણે એક સાઠ સમસરા બાંધી છે તેમાં સંવત ૧૯૫૫ ની સાલ સુધી આગમ વર્ષના કુંડળિયા આવે છે. ને તેમાંથી દર વર્ષના કુંડળિયા આગળથી બહાર કાઢવા આજ્ઞા છે તેથી આ ચાલતીસાલના કુંડળિયા જન્મચરિત્રને છેવાડે અર્થ સીકે દાખલ કરેલા છે ને હવે પછી આ પુસ્તકની પછવાડે છાપેલી જાહેર ખબર મુજબ બહાર પડશે.

તેમના ઘરમાં જુનાં શાસ્ત્રોનો ઘણો સંગ્રહ છે તથા તેમણે પોતે પણ ભાવિક કુંડળિયા સિવાય તથા બીજા પ્રસ્તાવિક કુંડળિયા સિવાય દોહા, ચોપાઈ, છપા, ઇંદ્રવિજય, સોરઠા, રૂપક, શ્લોકાદિ છંદમાં જૂદા જૂદા વિષયપર રસીક કાવ્ય પણ કરી છે. જેમાં લગભગ ૫૦૦ ચોપાઇપર "તાર્તમ્ સાગર" નામનો રચેલો તેમનો ગ્રંથ હાલ તેમના ઘરમાં છે તેમજ "ધર્મપત્રિકા" નામનો નાનો રમુજી ગ્રંથ છે. પોતે ઘણું કરી તમામ કાવ્ય હિંદી ભાષામાં સારી રસીક કરી છે પણ તેઓ જે જે ખરડા કે પુસ્તક રૂપમાં લખી ગયા છે તે ઘણાં વર્ષ થવાથી જીર્ણ થઇ જઇ કેટલાક છંદોમાં શબ્દો વગેરે ઉડી ગએલ છે, તેથી સામો ઉતારો લેતાં આ પુસ્તકની કાવ્યમાં પણ કોક ઠેકાણે ભૂલ રહી

હશે તે એથીજ. માટે વાંચનાર દરગુજર કરશે એવી આશા છે.

એ મહાત્મા પોતાની પાછળ ઘર ઘણું સારૂં આબાદીમાં મુકી ગયા છે. તેમને ૪ પુત્ર ને ૭ પુત્રીઓ ને તેઓનાં પુત્ર-પુત્રાદિક મળી આજે એ એક મહાત્માથી વૃદ્ધિ પામેલ ૧૪૪ માણસ છે. તેમના ચાર પુત્રોમાં વડીલ વૈદ પ્રાગજી, તેથી નાના કવિ ગૌરીશંકર, શાસ્ત્રી દુલભજી ને અંબારામ છે. વૈદ પ્રાગજીએ પોતાના પીતાની પાછળ વૈદકનું કામ ઉપાડી લઈ આસપાસ સારી પ્રખ્યાતિ મેળવી છે. કવિ ગૌરીશંકરની રહેણી ને જ્ઞાન શકિત ઘણાં ઉંચાં છે. પોતે કેટલાક શાસ્ત્રોનો અભ્યાસ પોતાના પીતા પાસે લીધેલ છે ને પોતાના પીતાની કીર્ત્તિ ટકાવી રાખવા ઘણી ખંત રાખે છે. તેમની કાવ્યશકિત કેવી છે તે જન્મચરિત્ર ને સુબોધ કુંડળિયા કાવ્ય પરથી જણાશે. શાસ્ત્રી દુલભજી ભારત ને ભાગવતની કથા વાંચવામાં એટલા નિપુણ છે કે તેમનો મધુર સ્વર સાંભળી મનમાં ઘણો આનંદ ઉપજે છે. તે દર વર્ષે આજે ગાધકડામાં કથા વાંચે છે. તેઓ રાજનીતિમાં હુંશીયાર હોવાથી ત્યાં આવનાર જુનાગઢી વહીવટદારો પણ તેમના પીતાની પેઠે માન સન્માન રાખી સલાહ પુછતા રહેછે એ ઘણું ખુશી થવાનું છે. રા. અંબારામ દુકાનનું કામ ચલવે છે, ને તેમની ઉછરતી પ્રજા વિદ્યા, હુન્નર વગેરે કામમાં ઘણી ખંત રાખે છે. અને હું પરમેશ્વર પાસે પ્રાર્થના કરૂંછું કે એ કુટુંબ સુખ સંપત્તિથી વૃદ્ધિ પામી વધારે કીર્તિવાન થાઓ. તથાસ્તુ

## સંવત ૧૯૪૨ની સાલના

### કુંડળિયા.

દુરમુખ[૧] આયો દેખીયો પ્રજા પ્રગટ મતિ પાપ;

---

૧ સંવતસરનું નામ.

પશ્ચિમ ધન[1]અન્ન ઉપજે રોગ શોક સંત્તાપ.
રોગ શોક સંત્તાપ અકાળી[2]વરસે વરષ્યા[3];
અવની[4] અનળ[5] બળ પ્રબળ નજુંમે[6] એસા નરખ્યા.
કહે નાગજી વીપ્ર ભવાણુ[7]ભે ભૂપ કહાયો;
પરભોમે દળપીડ[8] દેખીયો દુરમુખ આયો. ૧
બેંતાળીસેં બનેહું આગમ વર્ષ અવેવ;[9]
ભૂમિ તનય[10] વર્ષ ભૂપહેં મંદ[11]મંત્રી તત્ખેવ.
મંદ મંત્રી તત્ખેવ ચૈત્ર શશિ[12]દગુ[13]દગતા;
ચોપદ[14]ગદ સંત્તાપ તુંગી નૃપ તેજ સગતા.
કહે નાગજી વીપ્ર દનીમેં ગિશ્રિત[15]દીસેં;
કૌથલ તંગી તોય બનેહું બેંતાળીસેં. ૨

અર્થ—આ સાલનો દુરમુખ સંવતસર છે તેમાં પ્રજાને પાપ મતિ સુજે ને પશ્ચિમ ધરામાં વરસાદ થાય ને અનાજ ઉપજે. માણુસોને રોગ થાય ને તેથી પીડા પામે, રત વિનાનો વરસાદ પણ વરસે, પૃથ્વીપર અગ્નિનું જોર, પૃથ્વીપરના રાજાઓને ભે, પરભોગને વિષે લસ્કરને પીડા એવું જોતિષમાં જોવામાં આવે છે. ૧

બેંતાળીસની સાલનો આગમભાવ એવો છે કે વર્ષનો રાજા મંગળ છે ને શનીશ્ચર તેનો પ્રધાન છે. ચૈત્ર માસની પુનમે ચંદ્રમાનું ગ્રહણ થાય, ચાર પગવાળાં ઢોરને રોગ થવાથી દુઃખ ઉપજે રાજાઓનું તેજ સમાન રહે, પૃથ્વીપર અનાજ વગેરેના ભાવ સમધારણ રહેશે ને લગાર આકરત થશે. કોઇ કોઇ ઠેકાણે વરસાદની તંગી રહી જશે. ૨

---

૧ વરસાદ. ૨ રત વિના. ૩ વરસાદ. ૪ પૃથ્વી. ૫ અગ્નિ. ૬ જોતિષ. ૭ પૃથ્વી. ૮ લસ્કરને પીડા, ૯ ભાવ. ૧૦ મંગળ. ૧૧ શનીશ્ચર. ૧૨ ચંદ્રમા. ૧૩ રાહુ. ૧૪ ઢોર. ૧૫ સમધારણ.

# सटीक सुबोध कुंडळिया काव्य.

## મનુષ્ય ધર્મ.

### કુંડળિયા.

ધારો ધર્મ મન મનુષ્યકો વિચારો વિનય વિવેક;
હારો ન બચન મુખ બોલકેં ટારોન નીતિકી ટેક.
ટારોન નીતિકી ટેક એક ભવ હ્રદયે ભજન,
અમળ[1] અંતર ચિત અંગ સંગતી કર લે સજ્જન.
કહે નાગજી વીપ્ર સદા કર ઉધમ સારો;
વધારો વિદ્યા વિત્ત મનુષ્યકો ધર્મ ઉર ધારો ૧

### મનુષ્ય ધર્મ નીતિ કુંડળિયા.

નીતિ નીકી[1] નીગમકી[2] રીત ચલહીં સુજાણ;
ભીતિ[3] ભેદન[4] ભાંખહીં ગનમદ મીટાવે માન,
મનમદ મીટાવે માન દાન દિલ લાંચ ન લેવે;
પક્ષા પક્ષી પાત[5] બાત યથારથ કહેવે.
કહે નાગજી વીપ્ર જાનો નાર ગયે જગ જીતી;
પ્રીતિ લગી પરિબ્રહ્મ નીગમકી નીકી નીતિ. ૧

અર્થ—મનુષ્ય માત્રનો ધમ એવોછે કે રાત ને દિવસ હમેશાં નમ્રતા સાથે હરેક કામમાં વિવેક રાખવો, અને બોલ બોલવો તે હારવો નહિં, વળી નીતિની ટેક રાખવી, ને પોતાની જીંદગીમાં કર્ત્તવ્યકર્મો કર્યા જતાં હરિભજન કરવું. વસ્ત્ર, અંતઃકરણ ને શરીર શુદ્ધ રાખવાં; સારા માણસની સોબત

---

૧ મળ વિના. ૧ રૂડી, ૨ વેદની. ૩ બીક ૪ ખોટું ૫ નહી.

રાખવી; હમેશાં સારો ઉદ્યમ કરવો અને વિદ્યારૂપી દ્રવ્યનો વધારો કરતા રહેવો. વેદમાં જે સુધર્મની રૂડી નીતિ કહીછે, તે પ્રમાણે ચાલે તેજ ડાહ્યા; અને એવા સુજાણ કોઇની બીક રાખી જુઠું બોલતા નથી, મનમાંથી મદ ને માન અળગાસારે અને કોઇની લાંચ લેવી તે હરામ ગણે. તેમજ પક્ષા પક્ષી નહિ રાખતાં જેવું હોય તેવું કહે અને સદા ઇશ્વર સાથે પ્રીતિ જોડાએલા હોય, એવા નર આ જગતની બાજી જીતી ગયા એમ જાણવું- ૨

## વૈરાગ્ય ભક્તિ.

આખર ચલનાં એક દીન, સંઘેન ચલને કોય;
છત્ર પતિ સરદાર સો, સંઘે ચાકર નોય.
સંઘે ચાકર નોય, કોયપર હુકમ ન ચલે;
તાજી[1] ટટ્ટુ[2] તેહ, પાલખી ગીલે ન પલે[3].
કહે નાગજી વીપ્ર, પંથસેં પ્યાદે[4] પલનાં;[5]
સંઘે ન ચલને કોય, એક દીન આખર ચલનાં. ૧
મરદો ઓખડ મરણકા, હે નહિ કીનકે હાથ;
હરણાકશ્ય રાવણ સબે, ગયે કાલકે સાથ.
ગયે કાલકે સાથ, આશ સબહી હે કુડી;
જાનાં હે જરૂર, છોડકે શોભા રૂડી.
કહે નાગજી વીપ્ર, ખોજ કર દેખો હરદો;[6]
હે નહિ કીનકે હાથ, મરણકા ઓખડ મરદો. ૨

**અર્થ**–આખરે એક દિવસ એકલું ચાલવાનું છે તે વખત કોઇ સાથે આવશે નહિ. મોટા મોટા રાજા કે મોટા સરદાર હોય તો પણશું? તેની સાથે એક પણ ચાકર જતો નથી ને તેડી જવા માટે કોઇનાપર હુકમપણ ચાલતો નથી, વળી નાની

---

૧ મોટી. ૨ નાની. ૩ તે વખત. ૪ પાળું ૫ ચાલવું. ૬ હૃદયમાં.

કે મોટી ઘોડી અથવા પાલખી બેસવાને મળતી નથી, પણ તે વિકટ રસ્તે તો પાળું ચાલવું પડે છે. ૧

મરણ અટકાવવાનું ઓષડ કોઈને હાથ હોતું નથી. હરણ્યકશ્યપ અને રાવણ જેવાને પણ કાળે ભક્ષ કરેલા છે, માટે આશા છે તે સર્વ ફોગટ સમજવી. મતલબ કે ફાવે તેવી સાહેબી હોય તો પણ તે છોડી દઈને એક દિવસ તો નકી જવું પડશેજ, જેથી હૃદયમાં વિચારી ઈશ્વર ભક્તિ કરતા રહેવી. ૨

ત્રોવર[1] મેળા પંખીયાં, યું[2] આયો સંસાર,
રેંનામે[3] ભેલી રહી, ચલે ફજર હોત તૈયાર.
ચલે ફજર હોય તૈયાર, પ્રાણ પંજરમેં એસા;
પલઘડી નાંહિ પ્રમાણ, તાસ ભરોંસા કેસા.
કહે નાગજી વીપ્ર, બનાયા ખાવન[4] ખેળા;
યું આયો સંસાર, પંખીયાં ત્રોવર મેળા. ૩
આ તન[5] ગઠડી ધુળકી, રહી પવનસેં ફુલ;
પવન પવનમેં પેસહીં, મીલે ધુળસેં ધુળ.
મીલે ધુળસેં ધુળ, ભુલ મત્ત કરો કલ્પના.
સુત[6] વિત્ત[7]દારાદિ[8] સુખ, દુઃખ દીસત જ્યું સ્વપ્ના.
કહે નાગજી વીપ્ર, મમત તજ ભજ હરને મન;
તન ધન તડીત[9] પ્રકાશ, ધુળકી આ ગઠડી તન. ૪

**અર્થ**—જેમ ઝાડપર રાત્રે પંખીનો સમૂહ ભેગો થાય છે. અને સવાર પડે એટલે સૌ જુદાં પડી જાય છે. તેમ આ સંસારમાં લેણા દેણીને સંબંધે સૌ ભેળાં થયાં છે અને વખત આવે ચાલી નીકળવું પડે છે. તેમ આ દેહને વિષે કર્મ ભોગવીને પાછું જવું પડે છે. વળી એકપળ પણ તેનું પ્ર-

---

૧ ઝાડ. ૨ એવી રીતે. ૩ રાતમાં. ૪ પરમેશ્વર. ૫ આ શરીર. ૬ પુત્ર. ૭ પૈસો. ૮ સ્ત્રી. ૯ વિજળી.

માણ નથી તો તેનો શો ભરોંસો રાખવો? એતો ફક્ત ઇશ્વરે એક ખેલ રૂપી દેહ બનાવ્યો છે. ૩. આ શરીર એક ધુળની ગાંસડી જેવું છે કારણ જેમ ધુળનો વંટોળ પવન વિષે અધર ફુલ્લા દેખાય છે ને પાછો પવન બંધ થતાં તે ધુળ પાછી ધુળ ભેગીજ થઇ જાય છે, તેમ દેહ પણ અંદરથી પ્રાણ જતાં ધુળ ભેગો થાય છે. માટે ભૂલથી ખોટી કલ્પના નહિં કરવી. અને પુત્ર. પૈશો, સ્ત્રી એ આદિ સુખ સપના રૂપી ને વિજળીના ઝબકારા બરોબર છે એમ નક્કી જાણવું. ને ઇશ્વર ભજન મમત તજી કરવું. ૪

દેખો ખ્યાલ [1]ખલકકા, ધન નારીશું ધ્યાન;
દેખે નીશદીન દેહકું, ચોથા ખાનકી પાન.
ચોથા ખાનકી પાન, ખોદાકી ખબર ન જાણે;
મન રહત મુસ્તાન, હમીસેં ફરત હોતાને.
કહે નાગજી વીપ્ર, અંતે કહા હોત [2]હવાલા;
સમજે નહિં સંસાર, ખલકકા દેખો ખ્યાલા. ૫
ફોગટ ફુલ્લા નર ફરે. દેખી સુખ સમાજ;
ફના હોત હૈ ફેર નહિં, ધન દોલત સુખરાજ.
ધન દોલત સુખરાજ, ખાબ[3] ધન મીલ્યા સો ખ્યાલા;
જાગ્રત નેણાં જોત. બન્યાસો રહ્યા [4]બિહાલા.
કહે નાગજી વીપ્ર, [5]ભુરનર ભમકી ભૂલા;
રહે ન રાજા રંક, શંકમાન ફોગટ ફુલા. ૬

**અર્થ**—આ જગતનો ખ્યાલ કેવો છે કે માણસનું ધ્યાન ધન. સ્ત્રીમાંજ લાગી રહેલું છે. હમેશાં રાત ને દિવસ દુંજ્યું એમ દેખે છે. વળી ખાવા પીવામાંજ મગતા લાગી ગઇછે અને ઇશ્વરની ખબર રાખે નહી પણ મનમાં ધણી

---

૧ રમત. ૨ હેરાનગતિ. ૩ સપના જેવું. ૪ મુળ હાલત નહિં. ૫ ગાંડા.

અગરૂરીરાખીઆફ્નાદુનિઆમાંઘેલોકરેછેએવાતુંઅંતેકેમથશે?૫

ધન, દોલત અને રાજ વગેરે અનેક પ્રકારના સુખનો સમાજ દેખી નર નકામો ફુલ્યો ભમેછે. પણ એ બધું નાશવંત છેજેમ સ્વપ્નામાં દ્રવ્યાદિ સુખ મળેછે પણ તે જાગતાં ખોટું જણાય છે તેમ. સમજણ વિનાનો માણસ ભૂલ્યો ભમે છે ને ઇશ્વરનો ડર ન રાખતાં મોજ શોખ કરેછે. માટે તે ખોટા સુખનો ત્યાગ કરી હરિ ભજન કરવું. કારણ રાજાથી તે રંક સુધી કોઇ બેશી રહેવાનું નથી. ૬

બંદગી કીજે અદલસેં, જીંદગી જગમે જુઠ;
દમડી નાવે દમ ચલે, ગહે બોત શીર કુટ.
ગહે બોત શીર કુટ, બંદગી નેકી કર બંદા;
જન્નત બનત સુખ સંગ, આખરે હોત અનંદા.
કહે નાગજી વીપ્ર, [1]રહીમ મસકીનપર[2]રીજે;
અલા રીઝહીં ઉર, અદલસેં બંદગી કીજે. ૭
જીવન થોડા જગતમેં, જીવ બોત જંજાળ;
કાળ અચાનક [3]ગ્રસતહે, ધરા રહત ધન માલ,
ધરા રહત ધન માલ, ખ્યાલ ખલકકા[4] ખોટા;
મમતામેં મરજાત, ચલત સબ છોટા મોટા.
કહે નાગજી વીપ્ર, ગોદવે ખૂબ ગપોડા;
કછું ન આવત કામ, જગતમેં જીવન થોડા. ૮

અર્થ—ઈશ્વરની બંદગી નેકીથી કરવી કારણ જીંદગી જગતમાં ખોટી છે, વળી જે વખત જીવ દેહમાંથી ચાલેછે ત્યારે એક પૈસો પણ સાથે આવતો નથી અને કેક માથા કુટીને દુનિયામાં એમને એમ ચાલ્યા ગયા છે. માટે હે બંદા, તું ભક્તિ નીતિ ગ્રહણ કર. અને અનાથપર રાજી દીલથી દયાએ જો, કે પરલોકમાં આનંદ થાય ને પરમેશ્વર મનથી રીજે. ૭

---

૧ દયા. ૨ ગરીબપર. ૩ ભક્ષ. ૪ જગત.

આ જગતમાં જીવવું થોડું છે અને જીવ ઘણી જંજાળ કરે છે પણ કાળ અચાનક આવી ભક્ષ કરે છે ત્યારે ધન તથા માલ પડયો રહે છે. માટે જગતનો ખ્યાલ ખોટોજ છે એમ જાણી મમતામાં નહિં ડૂબવું. કારણ છોટા મોટા સહુ ચાલ્યા જાય છે. મતલબ કે ગપોડા ઝુડવામાં વખત નહિં ગુમાવતાં કિંચિત આયુષ્યના પ્રમાણમાં હરિભજન કરીને તરવું. ૮

માથે ડંકા મરણકા, [1]કાલ બજાવત હોય;
જીવ મરન ન જાનહીં, ફના પલકમેં હોય.
ફના પલકમેં હોય, કોહીકું ત્રાસ નહિં તનમેં;
ફરત મસ્ત મગરૂર, ધાયો હે નિસદિન ધનમેં.
કહે નાગજી વીપ્ર, શામકી નહિં મન શંકા;
ચલનાં સાંજ સવેર, કાલકા માથે ડંકા. ૯
ગડે નગારા કાલકા, સબ આલમકે શીશ;
કબહુ કાલ ન છોડહીં, જપ્યા બિના જુગદીશ.
જપ્યા બિના જુગદીશ, એહિ તન ફીર ન આવે;
મીલ્યા બિના [2]મુરસદ, જગતમેં જાન ગમાવે.
કહે નાગજી વીપ્ર, પ્રિછ પરવર-[3]દગારા;
હારા જગ હેવાન, કાલકા ગડે નગારા. ૧૦

અર્થ—મરણનો ડંકો કાળ માથે વગાડયા કરે છે તોપણ જીવ એમ નથી જાણતો કે આ બધું એકવાર ફના છે. વળી એ બાબતનું કોઇ ભય ન લાવતાં રાત દિવસ ધનમાં મન રાખી મગરૂરીથી ફર્યા કરે છે અને પરમેશ્વર તરફથી ગફલત રાખે છે તેને ભારે શિક્ષા ભોગવવી પડશે. તેની પણ તેને શંકા નથી. પણ ભાઇઓ ! ઓચિંતુ એકદમ તેડું આવેથી ચાલી નીકળવું પડશે એમ નિશ્ચય જાણો. ૯

૧ અવસાન કાળ. ૨ ગુરૂ. ૩ પરમેશ્વર

સર્વે જગતને માથે કાળનાં નગારાં ગડગડે છે પણ હરિભજન વિના તે કદી છોડતો નથી ને પાછો ફરી ફરી ભવસાગર તરવાને મનુષ્ય દેહરૂપી નાવ મળતું નથી. માટે સદ્ગુરૂનો સતસંગ કરવો, નહિંતો અમૂલ્ય મનુષ્યા દેહ એળે જશે, ને હે મનુષ્ય? તું હેવાન ગણાઈ આ જગતમાં હાર પામીશ. ૧૦

નામ સરૂપા નાશહે, જાયા[1] સો મરી જાત;
પીર પેગંબર ઓલીયા, ગુની મુની સિદ્ધ કહાત.
ગુની મુની સિદ્ધ કહાત, તનુધર[2] રહે ન તાજા;
ફના એકદીન ફેર, રંક રૈયત બડ રાજા.
કહે નાગજી વીપ્ર, પૃથ્વી સુર ચંદ્ર સ્વરૂપા;
જાનાં નિશ્ચે જાન, નાશહે નામ સરૂપા. ૧૧
રાવણ જેસેં રમ ગયે, કૈક ભૂપ બદલાય;
માન ધાતા મહીપતિ, રહે ન પૃથ્વી માંય.
રહે ન પૃથ્વી માંય, કુંભકરણ બળ જેસા.
દુર્જોધન માહાતંગ,[3] રહ્યા ન ભીષ્મ જેસા.
કહે નાગજી વીપ્ર, ગુમાન કરતહો કેસેં;
મહી રાવ બાદશાવ, રમ ગયે રાવણ જેસેં. ૧૨

અર્થ—નામ અને રૂપ એ બેઉનો નાશ છે, તેમ જન્મે તે મરે છે. પીર, પેગંબર, ઓલીયા, ગુણવાન, મુની, સિદ્ધ વગેરે દેહધારી કોઇ અચળ રહેવાનું નથી, અને એક દહાડો રાજા કે રંક સૌ નાશ પામનાર છે. તેમજ પૃથ્વી, ચંદ્ર, સૂરજએ વગેરે રૂપ સંગીતવાન જે છે તે નિશ્ચે નાશ પામશે એમ જાણવું. ૧૧

આ પૃથ્વીને વિષે રાવણાદિ કૈક રાજા બદલાઇ ગયા છે પણ એવા એ બેશી રહ્યા નથી. જુઓ, માનધાતા, કું-

[1] જન્મો તે. [2] દેહધારી. [3] અહંકારી.

ભિકરણુ, બળી, દુર્જનેતન અહંકારી, ભિષ્માપિતા એ પણુ ચાલ્યા ગયા છે માટે હે મનુષ્ય ગફલત નહિં કર ને ચેત. ૧૨.

મીલે ન બુટ્ટી મરણકી, તૂટી તનકી આય;
અર્થ ન સાઝે[1] ઓષધે, દોડ કરે જગ ધાય.
દોડ કરે જગધાય, માનતા કરે મર મોટી;
પલભર રહે ન પ્રાણુ, જાણુ સબ દોરી તૂટી.
કહે નાગજી વીપ્ર, ખરી જબ આયુષ ખુટી;
છુટી તજે તન જાત, મરણકી મીલે ન બુટ્ટી. ૧૩
જોડી સંગે જાવું, પાપ પુન્યતા દોય;
નેકી[2] બંદગી ન્યાયમેં, હલમુખ હાજર હોય.
હલમુખ હાજર હોય, કીંમતે બચે કરની;
કર્યા ભુકતે[3] સોઈ કર્મ, બાત સો કહા કહું બની.
કહે નાગજી વીપ્ર, આપતે ભુકતે અંગે;
જોર જુલમ નિત ન્યાઉ, પાપ પુન્ય જોડી સંગે; ૧૪

અર્થ—જ્યારે શરીરની આયુષ્ય ખૂટે છે ત્યારે તેનો કોઈ ઉપાય મળતો નથી અને ઓષડ પણ લાગુ થતું નથી. તે માટે જગતના લોકો ફાવે તેમ દોડા દોડ કરે અગર મોટી મોટી માનતાઓ કરે પણ આયુષ્યની દોરી તૂટી કે એક પળ પણ પ્રાણુ રહેતા નથી. ૧૩

માણુસ મરી ગયા પછી જીવ સાથે પુન્ય અને પાપ બેઉ સંગાતે જાય છે, અને નીતિથી ઈશ્વરની જે બંદગી કરી હોય તે ત્યાં હજુરમાં ન્યાય વખતે હાજર થાય છે. તે વખત જો શુભ કરણી હોય તો બચાવ થાય છે, નહિ તો જેવાં કર્મ કર્યાં હોય તેવાં કર્મનું ફળ ભોગવવું પડે છે. પછી તે જોર જૂલમથી ચાલ્યો હોય કે ન્યાયથી. ૧૪

---

૧ થાય. ૨ નીતિ. ૩ ભોગવવું.

રખના ડર દીલમેં સદા, ખુદા ખલક દ્રગ[1] જોય;
ઉનસેં છપાઈ ના રહે, ભલી બુરી જગ હોય.
ભલી બુરી જગ હોય, દની જંત દુઃખ ન દેનાં;
હિંદુ મુસલમાન, માનીયો કહી સબીનાં.
કહે નાગજી વીપ્ર, ભલી મુખ સબકી ભખનાં;
હક બરતો હમેશ, ખુદા ડર દીલમેં રખનાં. ૧૫

## નાટક રૂપી જગત વિષે.

નરતક[2] નાટક ન્યાય તેં, કીયે વિશ્વ કિરતાર;
સપ્ત સોવાંગ[3] સોહાવહીં,[4] સુફળ એહો સંસાર.
સુફળ એહો સંસાર, ધાર કવિ કોવિદ દાતા;
સુર સતી અરૂ સંત, જગત જશ રહેજો જાતા.
કહે નાગજી વીપ્ર, અવર મન માનો મરતક[5];
કરતક જીનકે કુડ, ન્યાય તેં નાટક નરતક. ૧

**અર્થ**—હમેશા ઇશ્વરથી દિલમાં ડરીને ચાલવું, કારણ તે પોતાની આંખે સઘળું જગત જોઈ રહ્યો છે જેથી એનાથી ભલી કે બુરી કોઇ વાત છાની રહી શકતી નથી. માટે કોઈ પ્રાણીને દુઃખ ન દેવું; સર્વેનું ભલું વાંચવું; હમેશાં હકથી વર્ત્તી ઇશ્વર બંદગી કરવી. એ, સઘળી શીખામણ હિંદુઅને મુસલમાન સર્વેને લાગુ પડે છે. ૧૫

નાટક રૂપી રમતની પેઠે આ જગત ઈશ્વરે બનાવ્યું છે તેમાં સાત જણ પોતાનો વેશ બરોબર ભજવે છે. અને તેને આ સંસારમાં રૂડું ફળ પ્રાપ્ત થાય છે. તે એ કે કવિ, પંડિત, દાતાર, શૂરવીર, સતી, સંત અને અવિચળ જેનું નામ રહે છે તે. એ સિવાયના અકૃત કરવા વાળાને મરેલા જાણવા, માટે ઉપલા વેશોમાંથી જેટલા ભજવાય તેટલા ભજવવા. ૧

---

૧ આંખ. ૨ રમત. ૩ વેશ. ૪ પંડિત. ૫ મરેલ.

# આત્મ કલ્યાણ.

જીવકા શ્રેય તું જો કરે, ધ્યાન હરિ ઉર ધાર;
ભજન કરો શુભ ભાવસું, કામ કબુદ્ધિ હાર.
કામ કબુદ્ધિ હાર, માર મમતા મન જીતી;
કામ ત્યાં નહિં રામ, શાસ્ત્ર સંત કે નીતિ.
કહે નાગજી વીપ્ર, જીવ ને અંસ તું શિવકા;
મોહ માયાથી જાગ, જો કરે શ્રેય તું જીવકા. ૧
સાચા સતગુરૂ સોઈહે, [૧]અષ્ટાંગે મૈથુન ત્યાગ;
જ્ઞાન ભક્તિ વૈરાગ જુક્ત, તન ધન ત્રષ્ણા ત્યાગ.
તન ધન ત્રષ્ણા ત્યાગ, ભાગ્ય બડે સો નર પાવે[૨];
સદા સોઇ સુખરૂપ, [૩]અનુપ હરિ માત્મ બતાવે,
કહે નાગજી વીપ્ર, મીટાવે જગકા ત્રાસા;
સત્ય કરત ઉપદેશ, સોઈ હે સતગુરૂ સાચા. ૨

**અર્થ**—હે માણસ તું તારા જીવનું કલ્યાણ ચાહતો હોયતો ખરી પ્રીતિથી ઇશ્વરનું ભજન કર, ને કામ, કબુદ્ધિ, મમતા એને મન જીતી દુર કર, કેમકે જ્યાં કામના છે ત્યાં રામ પ્રગટે નહિં એવું છ શાસ્ત્ર, સંત ને નીતિ માર્ગનું કહેવું છે. અને માયાની પ્રેરણાથી તું જીવ થઇ રહેલ શીવનો અંશ છું માટે મોહ માયાથી જાગ્રત થઇ હરિભજન કર. ૧

સાચા સતૂગુરૂ એકે જેને અષ્ટ અંગથી મૈથુનનો ત્યાગ હોય; જ્ઞાન, ભક્તિ ને વૈરાગ્ય જ્ઞાનમાં સંપૂર્ણ જોડાએલ હોય, ને શરીર ને ધનનો જેને ત્યાગ હોય. એવા ગુરૂ ભાગ્યવાનને મળે છે, ને તે સત્ય ઉપદેશ કરી હરિ સંબંધી અનૂપમ મહાત્મા બતાવી જમનો ત્રાસ મટાડે છે. ૨

---

૧ આઠ પ્રકારે પર સ્ત્રીનો ત્યાગ સર્વ શાસ્ત્રમાં કહેલ છે. ૨ મળે. ૩ જેને કોઇની ઉપમા ન અપાય તેવી રીતી.

# ઇશ્વર પ્રીતિ.

પ્રીત લગી પરિબ્રહ્મસેં, જીત લહ્યો જગજાન;
તન ધન વિદ્યા તારૂણી, મન નહિં ધરહીં માન.
મન નહિં ધરહીં માન, જ્ઞાન સતગુરૂ દિલ દીવા;
સ્વસુખ મનહીં મગન, જન જગ જો મર-[1]જીવા.
કહે નાગજી વીપ્ર, ભાળ જગ બાજી જીતી;
ભવમેં ફરે ન ભૂલ, લગી પરિબ્રહ્મસેં પ્રીતિ. ૧
પ્રીતિ તબહીં પ્રમાણીયે, નીતિ ચલહીં નેક;
વીતીસો વરને નહિં, [2]ઇતિ નીરકે એક.
ઇતિ નીરકે એક, ઇક ચિત્ત ચિંતવન સારા;
[3]અગજગ[4]ભુવન અનેક,[5]અલખ બિન નહિં અધારા
કહે નાગજી વીપ્ર, બ્રહ્માંડમેં [6]નાંકો ભીતિ;
રીતી [7]અલૌકીક રાહ, પ્રમાણીયે તબહીં પ્રીતિ. ૨

**અર્થ**—જેને ઇશ્વર સાથે પ્રીતી લાગી છે તે આ જગતને જીત્યો એમ જાણવું. કેમકે શરીર, ધન, વિદ્યા, સ્ત્રી એનું પોતાને અભિમાન નથી, ને સતગુરૂના જ્ઞાનરૂપી દીવાનો તેના દિલમાં પ્રકાશ થતાં આત્મસુખ વડેજ મનમાં મગ્ન રહે છે. તેમજ આ જગતમાં જે કોઇ મરજીવા ભગવાનના દાસ છે જેને અહંતા ને મમતા ટળી છે તે ભવમાં ભૂલ્યા ભમતા નથી પણ તેનું ચિત્ત પરિબ્રહ્મ સાથેજ વિંટાએલું હોય છે. ૧

પણ તે ખરી પ્રીતિ છે એમ ક્યારે જાણવી કે, પોતે નીતિથી ચાલે, માથે દુઃખ પડે તે વર્ણવે નહિં ને અંતથી તે ઇતિસુધી એક ભગવાનનેજ જાણે. મનમાં હમેશાં

---

૧ કામ, ક્રોધ વગેરેને જીતી પોતે આળશ્યો છે તે.
૨ અંતથી ઇતિ સુધી. ૩ આ લોક. ૪ ચૌદ ભુવન વગેરે.
૫ પરમેશ્વર. ૬ કોઈની નહી. ૭ પરલોકના મહાત્મા પુરૂષ જેવો.

ચિત્તવન સારૂંજ કરે, અને આ લોક તથા પરલોકમાં એક ઇશ્વર સિવાય બીજા કોઇનો આધાર ગણે નહિં તેમ કોઇ બ્રહ્માંડનો ભય ન રાખતાં ચાલવાની રીતીનો રસ્તો મોટા મહાત્મા પુરૂષ જેવો હોય ત્યારે. ૨

પ્રીતિ પરખો પ્રેમસેં, પ્રભુ પ્રેમકે પાસ,
માખન પયમેં[1] મીલ રહે, એક સુમનમેં[2] બાસ,
એક સુમનમેં બાસ, દાસ દીલમેં હરિ હોશે;
ભાનુ[3] આતપ[4] ભીન, આનન[5] મુખ દીસ અરીસે[6].
કહે નાગજી વીપ્ર, નિશ્ચળ કહી નીગમેં[7] નીતિ;
નેન બેન નિશાંન, પ્રેમસેં પરખો પ્રીતિ. ૩
પ્રીતિ સો પલટે નહિં, જાત જહાનસેં પ્રાણ,
મુએ મીન જલ જલજંખે, સોહી સ્નેહકા શ્રાન[8],
સોહી સ્નેહકા શ્રાન, કાન સ્વર નેહ કોરંગા[9];
નેમ કથા હરિ નીત, ચિત્ત સતસંગ સોરંગા[10].
કહે નાગજી વીપ્ર, ઉર નહિં ભાવે અનીતિ;
જાત જાનસેં પ્રાણ, પલટે નહિં સત્ય પ્રીતિ. ૪

અર્થ.—ભગવાનના દાસનો પ્રેમ ઇશ્વર પ્રત્યે ઘણો હોય છે તેથી ભગવાન તેના હૃદયમાં વિશેષ કરી રહેલા છે. જેમ ગોરસમાં માખણ રહેલ છે, અને ફુલમાં સુગંધી રહેલી છે તેમ. વળી સૂર્ય અને તડકો નામે બે પણ તે પ્રકાશ સૂર્યનોજ, ને એક છે. તેમજ દર્પણને વિષે મોઢું જોતાં સામું મોઢું દેખાય છે પણ તે એકજ છે. એવી ખરી પ્રીતીની નીતિ વેદમાં કહી છે ને તે નેન ને વેણ પરથી પણ જણાય છે કે આને ઈશ્વર સાથે આવી પ્રીતી છે. ૩

જેને ઇશ્વર સાથે ખરી પ્રીતી લાગી છે તે દેહનો ત્યાગ

---

૧ ગોરસમાં, ૨ ફુલમાં. ૩ સૂર્ય. ૪ તડકો. ૫ સામું. ૬ દર્પણ. ૭ વેદ. ૮ વખાણ. ૯ મૃગ. ૧૦ રંગાણું.

થાય પણ બદલાતી નથી. જેમ માછલાને મારી અસુર લોક ભક્ષ કરે છે પણ તે ભક્ષ કરનારને પાણીની ઘણી તરસ લાગે છે, એ સ્નેહની રીતી ભરેલાં વખાણ કહેવાય. વળી ભગવાનના દાસની શ્રવણ પ્રીતી કેવી છે કે જેમ મૃગને વાજીંત્રના નાદ સાથે (ઘંટવાળ વખતે) પ્રીતી લાગે છે. તેમના કાનની શ્રુતિ હમેશાં હરિની કથામાંજ ને ચિત્ત સતસંગને વિષે રંગાઇ રહેલ હોય છે. વળી એવા જે પ્રીતીવાળા ધીર પુરૂષ છે તેના મનમાં કદી અનીતિ વાસ કરી શકતી નથી. ૪

## ઇશ્વરના દાસનાં લક્ષણ.

બાજીગરકા બાલકા, ભય બીન ગ્રહે[૧] ભોયંગ[૨];
જડી બુટ્ટી સો જાનહિં, આંચ ન આવે અંગ.
આંચ ન આવે અંગ, રંગ મન ઉનસે રાસા;
યું માયા કે માંહીં, રહત દનીશ્વર કે દાસા.
કહે નાગજી વીપ્ર, હૃદય સ્મરણ નીત હરકા;
ડરનાં[૩] નહિં દીલ દસ્ત, બાલકા બાજીગરકા. ૧

## મુસલમાનનો ધર્મ.

કરે ગુજારા હકસેં, ખત વ્યાજ નહિં ખાત;
મુસલમાન ઇમાંનસેં[૪], સો[૫] મુસલમાન કહાત;
સો મુસલમાન કહાત, મેહણુગમેં[૬] રહે મુસ્તાના;
રખે અલાસર બીક, [૭]અણજ પલ[૮] કેફ ન ખાના.
કહે નાગજી વીપ્ર, ધણીકી બનગી ધારા;
ખત વ્યાજ નહિં ખાત. હકસેં કરે ગુજારા. ૧

અર્થ—બાજીગરનો છોકરો બીક વિના સરપને ઝાલે

૧ ઝાલે ૨ સરપ. ૩ કામ, ક્રોધ, લોભ, મોહથી ડર નહિં. ૪ નીતિમાં. ૫ એ. ૬ ધર્મમાં. ૭ લાંચ વગેરે અનીતિનો પૈસો. ૮ ગાટી.

છે. કારણ તે ઝેર ઉતરવાની જડી બુટ્ટી જાણે છે, તેથી તેને શરીરે કાંઇ આંચ આવતી નથી ને તેનું મન તેમાંજ મોહીત થએલું હોયછે. તેમ જે ઇશ્વરના દાસછે તે આ જગતની માયામાં રહ્યા છતાં, કામ, ક્રોધ, લોભ ને મોહ રૂપી ઝેર તેને વ્યાપતું નથી, અને કાળરૂપી સરપ તેને ડસતો નથી. પરંતુ એવા જે ઇશ્વરના દાસ છે તે હમેશાં ઇશ્વરનુંજ સ્મરણ કરતા થકા કાળનો ભય ગણતા નથી. માટે એવા સદ્ગુરૂને શરણે જાઉં કે કલ્યાણ થાય.—

મુસલમાન તેજ કે જે પોતાનું ગુજરાન હક વર્ત્તી કરે; ખતમાંડી વ્યાજ કોઈનું ખાય નહિં; પોતાની નીતિમાં બરાબર રહી ધર્મને વિષે મશગુલ રહે; અને ઇશ્વર (અલ્લા)ની બીક રાખી લાંચ વગેરેનો અનીતિ ભરેલો પૈશો, માટી, કેફ એ ખાય નહિં, ને પોતાના ધણીનીબંદગી સત્યપણે ધારે. ૧

## મમતા.

મમતા ભારી મનુષ્યકું, કરનહાર કિરતાર;
ખોટી બાજી ખલકકી, સાચા સરજનહાર,
સાચા સરજનહાર, આદરા રહે અધુરા;
હરિ કરે સો હોય, જીવકા ચલે ન જોરા.
કહે નાગજી વીપ્ર, કચ્છુ નહિં નરની કારી;
કરનહાર કિરતાર, મનુષ્યકું મમતા ભારી. ૧
આયુવ થોડી આપકી, ઘણા શાસ્ત્રકી છુટ;
મમતામેં મન લાગહીં, વપુ[૧] જાતહેં તૂટ.
વપૂ જાતહેં તૂટ, કુડમેં રહેવે આશા;
[૨]તવ તાહીકે [૩]હેત, ફરી ભવ હોવત [૪]વાસા.
કહે નાગજી વીપ્ર, ભજન કર મમતા છોડી;
ઘણા શાસ્ત્રકી છુટ. આપકી આયુષ થોડી. ૨

૧ શરીર. ૨ તે. ૩ કારણ. ૪ જન્મ.

અર્થ—જગતની માયારૂપી જંજાળ ખોટી છે ને તે ઈશ્વરે એવી ઘડીછે કે તેમાં મનુષ્યોને ઘણી પ્રકારની મમતાઓ લાગી રહેલી છે. પણ તે પાર પડવી ન પડવી ઇશ્વરના હાથમાં છે, કારણ આદરેલાં કામ પણ વખતે અધુરાં રહી જાય છે, પણ જીવનું કશું જોર ચાલતું નથી. મતલબ કે જગતમાં ઇશ્વરેચ્છા જોરાવર છે, ને તેની ઇચ્છા આગળ નરની કાંઇ કારી ફાવતી નથી માટે તેની ભક્તિ સાથે કામ કરવું. ૧. માણસનો આયુષ્ય દોર ઘણો ટુંકો છે તેમાં વળી ઘણાં શાસ્ત્રો જોવા કરવામાં મન લાગે છે પણ તે જગતનો બીજો ખોટો કુટારો કરતાં અધુરૂં રહી જાય છે, ને તેવામાં ઓચિંતો કાળ ભક્ષ કરેછે, તેથી ફરી જન્મ લેવો પડે છે. માટે હે મનુષ્ય! સર્વ પ્રકારની મમતા છોડી ઈશ્વર ભક્તિ કર કે તારા અમૂલ્ય મનુષ્યા દેહનું સાર્થક થાય.૨

## વિચારી કરવા વિષે.

આગળ હોવે ઓરતા, બિના બિચારકી બાત;
બગરીસો સુધરે નહિં, પીછે દીલ પીષ્ટાત.
પીછે દીલ પીષ્ટાત, [1]ધુની શિર[2] કરેસો ધોખા;
ભૂલા પ્રથમ [3]ભૂર, દીલ ધરે કીનકે દોષા.
કહે નાગજી વીપ્ર, જીવ તપાસ ન જોવે;
હોત હાન દીલજાન, ઓરતા આગે હોવે. ૧
નક્કા બિચારી નર સબે, કીજે પીછે કામ;
દનીસો ઠપકા ના દહે, હએ [4]ફલે જે હામ.
હએ ફલે જે હામ, લાભ હાનીકું [5]લખીયે;
પીછે કીજે કાજ, હદે બિચારી રખીયે.
કહે નાગજી વીપ્ર, દૃઢ રખનાં ઉર ધારી;
કીજે પેલ બિચાર, નર સબ નક્કા બિચારી. ૨

૧ ધૂણાવી. ૨ માથું. ૩ અજ્ઞાન. ૪ થાય. ૫ જોવી.

અર્થ—વિચાર્યો વગરનું કાંઈ કરવું તેનો આગળ ઓરતો થાય છે, કારણ જે વાત બગડી તે સુધરતી નથી, ને પછી માથું ધુણાવી અતિશય ઘોખો કરવો પડે છે, અને પછી પોતાની મુર્ખાઇથી થએલી ભૂલને માટે બીજાને દોષ આપી શકાતો નથી. અને જીવ તપાસ કરી જોતો નથી, તેથી દીલને હાણ પહોંચે છે ને પસ્તાવાનો વખત આવે છે. ૧

માટે પ્રથમથીજ હરકોઇ કામ કરવા માંડયા પહેલાં વિચાર કરી જોવું કે તેમાં નફો છે કે નહિ. જો નફો હોય તો કામનો આરંભ કરવો ને તે પૂરું કરવું કે જગતના લોકો ઠપકો આપી શકે નહિ. ને મનમાં જે હામ હોય તે ફળે. તે સારૂ અગાઉથીજ દ્રઢતા સાથે પકવ વિચાર કરી મનમાં સમજી રાખવું. ૨

## તામસ વિશે.

બાદ ન કરનાં કાહુસેં, તામસકે વસ હોય;
આન ગમાયે આપકી, ભલા કહત નહિં કોય.
ભલા કહત નહિં કોય, બોલમેં લાગત બાધા;
બડી ક્ષમા બળવાન, દયાસેં દુષ્મન સાધા.
કહે નાગજી વીપ્ર, દ્રઢતા અંતર ધરનાં;
ડરનાં નહિ દીલ માંહી, કાહુસે બાદ ન કરનાં. ૧

## સર્વ વાત રસ (હદ) માં રાખવી.

સબ કોય રસમેં રાખીયેં, અતી અતી શુભ નોય;
માહુર[૧] નીકશો મથન અતિ, રત્નાકરકે માંય,
રત્નાકર કે માંય, કાહિકો અંત ન તાગી;
ચંદન શીતળ આપ, અતી મથ પ્રગટે આગી.[૨]
કહે નાગજી વીપ્ર, ખરજ ખનત જયું ખસમેં;
પીછેં તે દુ:ખ દાઈ, રાખીયે સબ કોઇ રસમેં; ૧

૧ ઝેર, ૨ અગ્નિ.

અર્થ—તામસ ગુણને વશ થઈ આગલાને પોતાને બાધ આવે તેવી વાત કરવી નહિં, કારણ તેથી પોતાની ઇજ્જત જાયછે; ને કોઈ ભલું કહેતું નથી. માટે ક્ષમા ને દયા રાખવી કે દુશ્મન પણ વશ થઈ જાય. હમેશાં અંતરમાં દૃઢતા ધરવી. ઈશ્વર સિવાય બીજો ડર દીલમાંથી અળસાવી મન શાંત રાખવું ૧.

સર્વ કોઇ વાત રસમાં રાખવી. અતિ અતિ કાંઇ સારૂ નથી. કેમકે જુઓ દૈત્ય અને દેવતાઓએ મળી સમુદ્રનું મથન કર્યું તો ૧૩ રત્ન નીકળ્યાં, અને તે લોભથી વધારે મથન કરવા મંડયા તો છેવટ ૧૪ મું રત્ન હળાહળ ઝેર નીકળ્યું. તેમજ ચંદન છે તેને જો ઉકાળેલ તેલમાં નાંખીએ તો તેને ઠંડુ કરી નાંખેછે, પણ તેજ ચંદનનું અંદર અંદર ઘર્ષણ કર્યું હોય તો અગ્નિ પ્રગટ થાયછે; વળી ખસને ખંજવાળીએ તો મીઠી લાગે પણ વધારે ગડ થવાથી પીડા વધેછે.

## ૧૭ અવગુણીનો ત્યાગ કરવો.

પાખંડી[1] અરૂ પાપીઆ, લુચ્ચા ચોર લબાડ;
લંપટ[2] કામી લોભીઆ, ક્રોધ વિરૂધી સાડ;
ક્રોધ વિરૂધી સાડ, કૃતઘ્ની અરૂ કબુદ્ધિ;
મહા પાપી ને મુઢ, ઈર્ષુ નિંદક વીધી.
કહે નાગજી વીપ્ર, સપ્ત દશ સંગત છાંડી;
તેહી તાગીયે તર્ત, પાપીઆ અરૂ પાખંડી. ૧

## ઉપલા અવગુણીની સોબતનું ફળ.

લાજ ગમાએ આપકી, ફેર ગમાએ પ્રાણ;
ગર્થ ગમાવે ગાંઠકો, તેહી થલ તજનાં જાણ.
તેહી થલ તજનાં જાણ, આસકા ગામ ગુજારા;
ભજન કરો ભગવંત, નરસો રેકે ન્યારા.
કહે નાગજી વીપ્ર, પરાભવ[3] તનસેં પાયે.[4]
ઇજ્જત તન મન જાત, આપકી લાજ ગમાયે. ૪

---

૧ વેદથી ઉલટી રીતે ચાલનાર. ૨ હરેક વાતમાં મોહ પામે તેવો. ૩ દુઃખ. ૪ થાય.

અર્થ—નીચેના સતર અવગુણીનો મનુષ્ય માત્રે ત્યાગ કરવો. ૧ પાખંડી, ૨ પાપીઆ. ૩ લુચ્ચા, ૪ ચોર, ૫ લબાડી, ૬ લંપટી, ૭ કામી, ૮ લોભી, ૯ ક્રોધી, ૧૦ સત્ય વાત વિરૂદ્ધી, ૧૧ ચાડીખોર, ૧૨ કૃતઘ્ની, ૧૩ કબુદ્ધિ, ૧૪ મહાપાપી, ૧૫ મુંઢ, ૧૬ ઇર્ષાવાન અને ૧૭ નિંદાખોર.

જો એમાંના એકની પણ સોબત હોય તો તે પોતાની કીર્તિનો નાશ કરેછે, વળી વખતે પ્રાણનો પણ ત્યાગ કરવો પડેછે, એટલુંજ નહિ પણ ગાંઠની મુડી પણ જાયછે. માટે એવા સ્થળમાં ગુજારો થનાર ગામ ગ્રાસ હોય તો પણ તે છોડી દેવો. અને એવા અવગુણોથી દૂર રહી હરિ ભજન કરવું. નહિ તો શરીરને દુઃખ થાય કિંવા આબરૂ, શરીર ને ધન એની વહેલી ખુવારી થવાની સંભાવના રાખવી.

## કયા ગામમાં ન રહેવું.

પ્રઘળા[1] પાણી ના મીલે, ધીરપ નહિં ઘર ધીર;
વેદ વિલાસ જોશી નહિં, પુજા દેવ ન તીર.
પુજા દેવ ન તીર, મિત્ર નહિં રાવસું[2] મતીયાં;[3]
જાતિ શાંતિ નાહિ, સજ્જનસેં ઠરે ન સતીયાં.[4]
કહે નાગજી વીપ્ર, નીરખકે રહો નિશાણી;
ત્યાં ન કીજીએ વાસ, પ્રઘળા મીલે ન પાણી. ૧

## દશ વાતથી દુર રહેવું.

દુરી રહો દશ બાતસેં, પાપી તજો પ્રસંગ;
પરનારી ધન પારકા, પલ્ય[5] મદ્ય[6] તજો કુસંગ.
પલ્ય મદ્ય તજો કુસંગ, મસકીન[7] દીનપર દાયા;
ભજન બંદગી નહિં ભુલ, ભવ તારણ એ ભયા.
કહે નાગજી વીપ્ર, બની દશ બાતુ બુરી;
છલ કપટ દંભપર દુઃખ. દશ બાતસેં રહો દુરી. ૨

---

૧ ઝાઝાં. ૨ રૂડીમતિવાળો રાજા. ૩ બુદ્ધિ. ૪ છાતી. કાઠીઆવાડમાં ઘણે ઠેકાણે ચને છને ઠેકાણે સ બોલાયછે. ૫ માટી–માંસ, ૬ દારૂ. ૭ દુઃખી–રાંક.

અર્થ—જે ગામમાં પાણીની તાણ હોય ને પોતાના ઘર લગી પણ કોઇ ધીરતું ન હોય; વળી વેદ રૂપી નિરમળ વાણીનો વિલાસ કરનાર જોશી પણ ન હોય; દેવ દર્શનનું સ્થાન ને નદી પણ ન હોય; રૂડીમતિવાળો પ્રજાહિતક રાજા ન હોય; તેમ પોતાની જાતના માણસો ન હોય તો એવા સ્થળમાં સજ્જન પુરૂષોની છાતી વિરામ પામતી નથી, માટે સારૂં સ્થળ જોઈ નિવાસ કરવો. ૧. નીચેની દશ વાતથી દુર રહેવું. ૧ પાપી, ૨ પરસ્ત્રી સંગ ૩ પર ધન, ૪ માંસાહાર, ૫ દારૂ, ૬ નઠારો સંગ, ૭ છળપણું, ૮ કપટ; ૯ ખોટો ડોળ. ૧૦ પારકાને દુઃખ દેવું, એટલી દશ બુરી વાત તજી ગરીબ પર દયા રાખવી અને ભક્તિ કરી ભવ તરવો. ૨

## પાંચ વાનાં બીજાને હાથે ન દેવાં.

પંચ ન દેનાં પર હથે, હાર[1] નાર તરવાર;
આપ છિદ્ર વિત્ત પંચએ, હેતુ દીએ કર હાર.
હેતુ દીએ કર હાર, યાર નિજ રખો આધીનાં[2];
વિલોકો[3] વારમવાર, દ્રીગનસે[4] ઓ નીશ દીનાં.
કહે નાગજી વીપ્ર, ગત્ય લાયક લખી લેનાં;
તેનાં જાકર તેહ, પરહથે પંચ ન દેનાં. ૧

## દશ બાબત તૂટવાથી નુકશાન.

નવ એક તૂટે નીક[5]નહિ, તન મન ધન તોખાર[6];
અયન[7] નયન મોતી વચન, કારભાર વહેવાર.
કારભાર વહેવાર, યાર એ દશ દરસાયે;
સુગડસો સાંધે ન આત, જાતાપર પરિશ્રમ પાયે.
કહે નાગજી વીપ્ર, વેહી[8] નહિં પાવ[9] વછુટે;
તન મન ધન તોખાર, નીક નહિ નવ એ તૂટે.

---

૧ ઘોડી, ૨ સ્વાધીન. ૩ જોવો. ૪ નેત્રે. ૫ રૂડું-સારૂં. ૬ ઘોડો. ૭ ખોરડું. ૮ એ ૯ પામવું.

અર્થ. ઘોડી, સ્ત્રી, તરવાર, પોતાનું છિદ્ર, પૈશો, એ પાંચવાનાં બીજાને હાથ દેવાં નહિ, કારણ વખતે હેતુ હોય તોપણ તેથી હાર થાય છે, માટે તે તો સ્વાધીનજ રાખવાં, ને રાત દિવસ નેત્રે કરી બારીકીથી તપાસતા રહેવું, એવી લાયક ગતિવાળા પુરૂષની નિશાની છે. નહિતો જેનાંએ હોય તેનાં જાય છે. ૧. નીચેનાં દશ વાનાં તુટવાથી મોટી હાણુ સમજવી. તે એકે, શરીર, મન, પૈશો, ઘોડો, ખોરડું, આંખો, મોતી; વચન, વકકર ને લેવડ દેવડનો ભરોંસો. એ તૂટયા પછી ફાવે તેવો ડાહ્યો માણસ તેનો સાંધો મેળવવા જાય તો તે મળે નહિ, ને કદાચ આવે તો મહા પરિશ્રમ પડે અને મૂળ હાલત જેવાં તો મળેજ નહિ, માટે તેનું ખૂબ જતન રાખવું. ૨

## સાત વાનાં છોટાં ન જાણવાં.

છોટે ન જાનો સાતને, રિપુ રૂજ[૧] પાવક પાપ;
જલપુર જખમ શિર જે લગે, સપ્તેં શિશુ જે સાપ.
સપ્તેં શિશુ જે સાપ, દાપ દ્રિગમે[૨] દેખો ખોલી,
ભોલ્યપ ભુલત ભાન, જહાન ઓ ખોત અમોલી.
કહે નાગજી વીપ્ર, પુરવ મુખ વદેગે મોટે;
ખોટે ન જાનહીં ખોજ, સાતને જાનો ન છોટે. ૧

## એક અવગુણથી બીજા સારા ગુણને હાની.

રૂપ હરાવે રોગસો, ચટકા કુષ્ટ[૩] કપાળ;
મણુ કણુ મોતી દુગદુગી,[૪] સુરંગ વસ્ત્ર ધરી શાલ.
સુરંગ વસ્ત્ર ધરી શાલ, અમૂલ્ય અલંકૃત[૫] અંગે;
શિર સોનેરી પાગ, રજત કસુંબી રંગે.
કહે નાગજી વીપ્ર, ચટકસેં નાહિ સરાહે[૬];
કુષ્ટ ભયા કપાલ, રૂપકું રોગ નસાવે. ૧

---

૧ રોગ. ૨ આંખે. ૩ કોઢ. ૪ એક જાતનું ઘરેણું. ૫ શણગાર. ૬ વખાણુ પામે.

અર્થ. શત્રુ, રોગ, અગ્નિ, પાપ, પાણીનું પુર, માથાનો જખમ અને સરપનું બચ્ચું એ સાતવાનાંને છોટાં ન જાણવાં. પણ આંખે કરી ખુબ તપાસ રાખતા રહેવી. જે માણસ ભોળપ રાખી એની સરત રાખતા નથી તે અમૂલ્ય મનુષ્યા દેહ ખોઈ બેસે છે. એને માટે પૂર્વે મહાપુરૂષો પણ કહી ગયા છે કે એમાં કાંઇ નથી એમ બોલી એની ખરી તપાસ ન રાખે તેને ભારે નુકશાન થાય છે. ૧. શરીરની કાંત્તિ ઘણી સારી હોય, પણ જો કપાળમાં એક કોઢનો ચાંદલો હોય તો રૂપની તમામ શોભા જાય છે, પછી તેમણી, હીરાકણી, મોતી, દુગદુગી અને સુરંગથી શોભીત વસ્ત્રો-શાલ વગેરે પહેરી અમૂલ્ય શણગાર સજે ને માથે કસુંબી રંગથી રંગેલી સોનેરી પાઘડી ઘાલે, તોપણ તેથી સભામાં વખાણાય નહિં. મતલબ કે માણસમાં ફાવે તેટલા સારા ગુણ હોય પણ કોઇ જાતનો એક અવગુણ હોય તો તેથી બધા સારા ગુણને ઝાંખ પમાડે છે.

## ખરા સુધરેલા વિષે.

સુધરેલા નર સોઈહે, હરિ બીન સુખ હરામ;
અંતર તાર કરતારસેં, અહોનિશ આઠો જામ.
અહોનિશ આઠો જામ, કામ ન ક્રોધ કબુદ્ધિ;
લોભ મોહ નહિ માન, દાન દયા ચિત્ત શુદ્ધી.
કહેશું શંકર સત્ય, ખરા ખાંડા[1] કર ખેલા;
પેલા પરમારથ, સોઇહે નર સુધરેલા. ૧
સુધરેલા નર સંતહે, દેખો દુનિઆ માંહીં;
ભગવાંન પેરે ભાંડજ્યું, જન જન જાચત નાહિ.
જન જન જાચત નાહિ, અહીં મૃત લોક અમોલે[2];
દાઝે ન દુઃખ સો દીલ, સુખસેં ચંત ન ફુલે.
કહેશું શંકર સત્ય, ભલાઇ ભાગ ભરેલા;
જનક રાયસેં જાન, સંતહે નર સુધરેલા. ૨

---

૧ તરવાર ૨ અમૂલ્ય.

અર્થ. સુધરેલા નર તેજકે જેણે ઈશ્વર સંબંધી સુખ-વિના બાકીનું સુખ મીથ્યા ગણેલું છે, અને કામ, ક્રોધ; લોભ, મોહ, માન, એ અંતરમાંથી ઓગસાવી આઠે પહોર જગ કર્ત્તા સાથે અંતઃકરણ એકતાર કરી દયાને દાનથી ભરપુર રહી તે શુદ્ધ કરેલ છે; વળી એવા જે સુધરેલ છે તેનું આ જગતમાં ખેલવું ખાંડાની ધાર પ્રમાણે ને પરમાર્થ કામને વિષે તો તે આગેવાનજ હોય છે. ૧

આ જગતમાં જે સુધરેલ છે તેજ મોટા સંત પુરૂષ છે એમ જાણવું. તે ભાંડ જેમ ખોટો ભગવાનો વેશ ધરી માણસોને જાચે છે તેમ સુધરેલ સંતો એવો ખોટો ડોળ કરતા નથી; વળી દુઃખમાં હરાટે નહિં ને સુખમાં બહુ ફુ-લાઈ જાય નહિ; પણ કેવળ ભલાઇજ તેના કાર્યોમાં ભ-રેલી હોય છે. એવા સુધરેલ આ મૃત લોકમાં અમૂલ્ય કી-ર્તીવાળા ને જનક રાજા બરોબર ગણાય છે. ૨

સાંતે સ્વભાવિક સહજસો, અંતર દેશાભિમાન;
શુભાચર્ણ સ્વધર્મ દ્દઢ, હાલત હિંદુસ્થાન.
હાલત હિંદુસ્થાન, જાન એહિ ઉન્નતી આપે;
વિદ્યા વિત્ત વપરાય, કલેશ કુડ કબુદ્ધિ કાપે.
કહે શું શંકર સત્ય, માનજો મેળ માહન્તે[1];
આહંતે ધરહીન ઉર, સ્વભાવિક સહજસો સાંતે. ૩

## આપ સ્વાર્થી સુધરેલા વિષે.

તનકે પોષક તુંગામેં,[2] મરદ ધને મગરૂર;
પર ઉપકાર પરમાર્થે, દયા ધરમસેં દુર.
દયા ધરગસેં દુર, ઉર ઘડિઆળ લઇ ઘાલે;
અંતર ગર્વ ઉમંગ; રંગ કર લહીઆં ઝાલે.
કહે શું શંકર સત્ય, નામ જાુઠ સુધરેલ જનકે;
તાતા[3] ટાઢા[4] તેમ, તુંગીમેં પોષક તનકે. ૧

---

૧ મહંત પુરૂષ. ૨ પૃથ્વીમાં. ૩ ઉના પાણી. ૪ ટાઢા ડામ કહેવાયછે.

અર્થ—એવા જે સુધરેલછે તે સહેજે શાંત્ત સ્વભાવ હોય છે, અને સુભાચરણને સ્વધર્મમાં દ્રઢ રહી અંતરને વિષે સ્વદેશાભિમાન રટણ થઇ રહેલ હોય; ને દેશોન્નતી માટે વિદ્યારૂપી દ્રવ્યનો દેશમાં ફેલાવો કરી કલેશ, કુડ, કબુદ્ધિ સૌમાંથી દુર કરવા પ્રયત્ન કરે ને અંતરમાં અભિમાન આણે નહિં, તો જાણવું કે એ સુધરેલ મોટો મહંત પુરૂષ છે. મતલબ કે એ હિંદની પૂર્વેની હાલતની દેશની ઉન્નતી કરનાર નિશાણી છે. ૩. આપસ્વાર્થી સુધારાવાળા તેજકે પોતાનુંજ ગુજરાન ચલાવી મગરૂરીથી મોજ કરેછે. ધર્મ, દયા ને પરમાર્થથી દુર રહી છાતી ને વિષે ધડીઆળ ને હાથને વિષે રંગેલી લાકડી ઝાલી સુધરેલ ડોળથી ફરેછે, પણ તે જેમ લોઢાને તપાવી ધખ ધખતા ડામ આપેછે પણ તે ટાઢા કહેવાય છે તેવા છે. ૧

## દેશ કાળ વિષે.

કળીકા કૌતક દેખીયો, ગયા દેશ અરૂવેશ;
મરદ માદા[૧] મરજાદ બીન, લાજ નહિં લવલેશ;
લાજ નહિં લવ લેશ, કેશ શિર વાળત કંધે;
કરતે કપડા કાય, જાત જગ જાનન[૨] અંધે,
કહે શું શંકર સત્ય, બુજ નહિં બુરી ભલીકા;
મન મકલાતે મુંઢ, દેખીયો કૌતક કલીકા. ૧

## કળીના માન વિષે.

માન ઘણેરા મુંઢકા, કવિ પંડિતસેં દુર;
પરખ્યા હીન[૩] પ્રજા ભૈ[૪], ભૈયા કળી ભરપુર.
ભૈયા કળી ભરપુર, માન નિરગુણ કુંનીડા[૫],
સગુન નરા સંસાર, નામને પ્રીછન વીડા,[૬]

૧ સ્ત્રી. ૨ જાયછે, ૩ હીણી, ૪ થઇ. ૫ ઢુંકડું ૬ પીડા.

કહે નાગજી વીપ્ર, નરાં નહિં પુછત નેરા;
પંડિત ફરે ઉદાસ, મુંઢકા માન ઘણેરા. ૨

અર્થ—ભાઈઓ ! આ કળીના વખતમાં આપણો ભરતખંડ પરદેશીઓને હાથે ગયો; દેશનો વેશ પણ બદલાઇ ગયો છે; મરદને સ્ત્રીઓ શરમ વગરનાં થઇ બેઠાંછે, લાજનો છાંટો લગાર નહિ રાખતાં માથાના કેશ કાંધેવાળી, કડકડતાં કપડાં પહેરી મોજમાં લપટાઇ ગયાંછે, ને આ જગત નાશ પામતું જાયછે. તે મનમાં મુંઢો નહિ આણતાં સારા નરસાની બુજથી દુરરહેછે. શો, દેશાકાળછે ને !! ૧. ચાલતા જમાનામાં મુંઢ લોકોને માનઘણું છે, ને કવિ તથા પંડિત જેનાપર દેશની વિદ્યા ખીલવાનો આધાર છે તેને માન થોડુંછે, વળી કળીને વિષે પારખ્યા વિનાની પ્રજા થઈ છે કે જે ગુણ વિનાનાછે તેને માન ઢુકડું ને ગુણવાળાની વિદ્વતા ને પીડાને કોઈ જાણેનહિં. જેથી તેઓ ઉદાસ ફરેછે.

## રૂઢીનું નાસવું ને બુદ્ધિનું ગાદીનસીનહીંદપર થવું.

રૂઢી અબ બુદ્ધિબની, ઉઠી અપરાં દેશ;
બુદ્ધિ સ્વરાજ બિરાજહીં, હિંમત ધરો હમેશ.
હિંમત ધરો હમેશ, દેશમેં વિદ્યા વધારો;
હુન્નર ગત્ત[1] હુશિયાર, દઇ સંતતી[2] સુધારો.
કહે શું શંકર સત્ય, ગલાની[3] ગમાવો ગુઢી;
હરખો હિંદુસ્થાન, બણી અબ રૂઢી બુઢી. ૧

## વિદ્યા વિષે.

ખરચત ખૂબ ખૂટત નહિ, વિદ્યા ખજાના ખાત;
વાવરતેં જગ વાધહીં, બીના ખરચ ઘટી જાત.
બીના ખરચ ઘટી જાત, લુંટે ન જારત[4] લાઇ;

૧ બુદ્ધિ. ૨ પુત્ર પુત્રાદિક. ૩ પીડા. ૪ બાળી શકવું.

ભાઇ ન માગત ભાગ, કરો નર અખુટ કમાઇ.
કહે નાગજી વીપ્ર, દળદ્રિ દુઃખ નહિ દરશત;
વરસત અમૃત વાક્ય, ખૂટત નહિ ખૂબ ખરચત.

અર્થ. હે આર્ય બંધુઓ!! આપણા દેશને ધોકો લગાડનારી જે રૂઢી તે હવે બુઢી થવા આવી છે. ને બીજા દેશમાં જવા તૈયાર થઈ છે. અને તેની જગોએ હવે બુદ્ધિ સ્વરાજ્ય રાજ થશે, માટે હવે કમર બાંધી હિંમતથી મેદાન પડી દેશમાં ઊંચી વિદ્યાનો વધારો કરો, અને નવી પ્રજાને હુન્નર હુશીયારીથી શીખવી તેમને સુધારો કે જેથી ભારત ભૂમિ હર્ષવાન થાય, અને દેશ રોળાઇ પીડા પામે છે તે અટકે—૧. વિદ્યારૂપી દ્રવ્યનો ખજાનો ફાવે તેમ ખરચીએ પણ ખૂટતો નથી પણ એ જેમ વાવરીએ તેમ વધે છે, ને ન વાપરીએ તો ઘટે છે. તેને કોઇ લુંટી શકતું નથી; તેમ તેને અગ્નિપણ હરકત કરી શક્તિ નથી; ભાઇ પણ ભાગ તેમાં થી લઇ શકે નહિ; વળી આળસતો તેનાથી દુરજ રહે છે, ને અમૃતરૂપી વાણી મુખમાંથી વરસે છે. માટે ભાઇઓ! એની ખૂબ કમાણી કરવા મંડો. ૧

## પ્રાલબ્ધ વિષે.

(પ્રાલબ્ધ અનુસારે માથે અણ કરી આવવા વિષે).

માથે આવે અણકરી,[૧] પ્રાલબ્ધકે જોગ;
સતી દમનતી[૨] સાધવી, કળીયે કીધો શોગ.

---

૧ ન કરેલ. ૨ નળે જે માંછલાં ભક્ષ કરવા આણી આપી પોતે પુજા કરવા ગયા પછી તે માછલાં કળીનુ રૂપ હતાં તેથી જળમાં જઇ પડયાં તેથી નળને શક આવ્યો કે રાણી મારા વિના એકલી ભક્ષ કરીગઈ જેથી રાણીને સૂતી મુકી નળ ચાલ્યો ગયો.

કળીએ કીધો શોગ, સુળીયે માંડવ[1] ચંપ્યા;[2]
કૃષ્ણ ઉપર કુડ, નાંખીને જાદવ કંપ્યા.
કહે નાગજી વીપ્ર, સમજ રહે મનવા તાથે;[3]
પ્રાલબ્ધ કે જોગ, અણુકરી આવે માથે. ૧

## મોટપ વિશે.

નીર ન બોળે કાટકું, આપનો[4] સીંચો જાન;
બેડાં[5] ફરે સમુદ્રમેં, જળસો લેત નિભાન.
જળસો લેત નિભાન. બડેકી ઓહી બડાઈ;
કનકા[6] ચરનું[7] આન, ખીલસો રખત ન ભાઈ
કહે નાગજી વીપ્ર, એહી બીધ રખનાં ઓળે;
આપનો સીંચો જાન, કાટકું નીર ન બોળે. ૧

અર્થ—પ્રાલબ્ધ જોગે કરી માણસને માથે અણુ ક-રી આવે છે. જેમ સતી દમયન્તીને કળી નડયો, અને માંડવ રૂષીને સુળીએ ચડવું પડયું. તેમજ જાદવોએ શ્રી કૃષ્ણ ભગવાન ઉપર મણીનું તહોમત નાખી પાછળથી તે મણી બીજેથી હાથ લાગી તેથા તે ડર ખાઈ ગયા. એવી રીતે હે માણસ! પ્રાલબ્ધ અનુસારે અણુ કરી આવે તોપણ ધીર રહેવું—૧. લાકડાને પોતાથાં ઉચ્છરેલું જાણીને તેને જળ ડુબાવતું નથી. જુઓ. નાવ સમુદ્રમાં ફરે છે તે વખત તેમાં

---

૧ માંડવ ઋષિ ભક્તિમાં સમાધી ચડાવી વનમાં બેઠા હતા. તે વખતમાં ચોર રાજાને ત્યાંથી ખાતર પાડી ભાગ વહેંચતાં એક હાર વધ્યો તે રસ્તે ચાલતાં તે ઋષિના ગળામાં નાખતા ગયા. ને પાછલથી રાજાએ સગડ કાઢતાં ત્યાં જઇ ચડવા જેથી કહ્યું કે આ સધની કાતળી જેને ચોરી કરી ભક્ત બન્યો છે. જે ઉપરથી ૧ દાગીનો હાથ આવ્યાથી તેમને રાજાએ શૂળીએ ચડાવ્યા. ૨ ચડાવ્યા. ૩ તેણે કરી. ૪ પોતાથાં. ૫ વહાણુ. ૬ દાણા. ૭ શરણે.

અતૂલ્ય ભાર હોય તોપણ તે ખુડતું નથી. તેમજ ઘંટીમાં દળાતી વખત જે કણ ખીલાની પાસે આવીને ભરાય તે દળાતો નથી. માટે એ રીતે જે પોતાને આશ્રે આવ્યો તેને નભાવવો એવી મોટા દિલવાળાની રીત છે. ૧

## મિત્રતાઇ વિશે.

દગા ન રખીએં દોસ્તસેં, બુરી ન કીજે બાત;
દીલસેં દીલ તજીએ દગલ[1], જો હોવે શીર જાત.
જો હોવે શીર જાત, અસત મત ભેદ ન ભાંખે;
અવગુણ ગણે ન એક, રાજી દીલ ઇનસેં રાખે.
કહે નાગજી વીપ્ર, ભુલકે બુરા ન ભખીએં
સોબત કીયા સુસંગ, દોસ્તસેં દગા ન રખીયેં ૧
પ્રથમ કીજે પારખ્યા, લખણુ[2] રખણુકી[3] રીત;
બોલી તોલી વાસકી, પ્રિછીત કીજે પ્રીત.
પ્રિછીત કીજે પ્રીત, નીત ચિત્ત વાતું નેકી;[4]
સુમતિ હોત સુજાન, બડા મતવંત વીવેકી.
કહે નાગજી વીપ્ર, દીલકી બાતું દીજે;
હોત પકા હોંશિયાર, પારખ્યા પ્રથમ કીજે. ૨

અર્થ—જેની સાથે મિત્રાચારી બાંધવી તેની સાથે દગો રાખવો નહિં; સાચું બોલવું; અંતરપટ તજી દેવો; એક બીજાનો અવગુણ ગણવો નહિં; અરસપરસ રાજી દીલ રાખવું; ભુલ આવી ગઈ તો ક્ષમા કરવી. તોજ સુસંગ કરી પોતાની જાતનું પાણી રાખ્યું કહેવાય. ૧ જેની સાથે સ્નેહ જોડવો તેસાથે અગાઉથીજ તેની રહેણી, બોલવાનો તોલ વગેરે જાણી પ્રીતિ જોડવી. ને પ્રીત બાંધ્યા પછી એક બીજાના દીલની વાતો કરવી ને ચિત્ત શુદ્ધ રાખવું; સત્ય વાત કરવી. એજહોંશિયાર નેસુમાતવાળા વિવેકી મિત્રનું લક્ષણછે. ૨

---

[1] દગો. [2] લક્ષણ. [3] રેહણી. [4] સત્ય.

કૌરવ પતિયાં કરણપેં, સબ્યા નાગ બ્યભીચાર;
કરણુ કાહકું ના કહી, દેહ એહ જરી સાર.
દેહ એહ જરી સાર, દગનતી પતી ન ભાખો;[1]
નળ સળ[2] વળી કીન,[3] હીના[4] નહિ દીલમેં રાખો.
કહે નાગજી વીપ્ર, બાજ[5] તીન રખણી બનીયાં
ગહન ગુણુ ગંભીર, ધીર કહી કૌરવ પતીયાં. ૩

# મિત્રનો એક બીજાપર સ્નેહનો દ્દષ્ટાંત કાવ્યનો કુંડળીયો ગૌરીશંકર કૃત.

મર્મ સુનાવું મિત્રકા, બગી નીર પય[6] બાત;
એક એકકી કુમક સેં, દોનુઓ ઉડ જાત.
દોનુ સો ઉડ જાત, બાત મિત્રકી એ ી;
દુઃખમેં રહે ન દુર, હરાયલ[7] બેરૂ તેમા.
કહે શું શંકર સત્ય, પ્રીત મારસકી[8] ક્યું;
પ્રાણુ જાનકી પ્રીત, મિત્રકો મર્મ સુનાવું ૪

અર્થ—દુર્યોધનની સ્ત્રીએ પોતના સ્વામીને વશ કરવા તેલનો શાશો મંત્રાવેલ તે ઢોળી જવાથી પાતાળમાં ઉતરી શેષનાગને માથે પડયું તેથી તે વશ થવાથી હમેશાં દુર્યોધનના મોલમાં આવી સ્ત્રીસાથે વિલાસ કરવા મંડયો ને દુર્યોધન તેની પીડાએ દુર્બળ થવા લાગ્યો. તે વાત કરણે ખાનગીમાં પૂછવાથી ઉપલી બનતી વાત કહી દેખાડી, તે ઉપરથી મહા શૂરવીર કરણે તે નાગ સાથે જુદ્ધ કરી તેને માર્યો, ને દુર્યોધનનું દુઃખ ટાળ્યું. તે વાત કરણે દેહ ત્યાગ કર્યો ત્યાં સુધી કોઈને કહી નહિ. પણ તેને અગ્નિ દાહ

1 કળી રૂપી માછલાની વાત. ૨ કપટ. ૩ કર્યો. ૪ હીણુતા. ૫ ગુણ ૬ દુધ. ૭ એક જાતનું પ્રાણી ૮ એક જાતનું પ્રાણી.

દેતાં તેની છાતીમાંથી તે સંબંધી ચીઠી છેટે જઈ પડી, તે શ્રી કૃષ્ણ ભગવાને વાંચી વિસ્મય પામી બોલ્યા કે ધન્ય છે કરણને. તેમજ દમયન્તીને કળીયે દગાથી પોતાના પતિ સાથે વિજોગ પડાવ્યો પણ તેણે કળીરૂપી માછલાં જળમાં પડયાં તે વાત કરી નહિં. તેમ મનમાં હિણુતા આણી નહિં, માટે એવી રીતે ખરા મિત્રે ગંભીરાઈથી પોતાના મિત્રની વાત દીલમાંજ રાખવી. ૩. જેમ પાણીને દુધ એ બેને એવો સ્નેહ બંધાયો છે કે દુધને ઉકાળતાં તે ઉભરાઇ અગ્નિમાં પડવા જાયછે પણ તે ઉપર પાણી પડી પોતાના મિત્રને નહિં બળવા દેતાં તેને શાંત પાડી સાથે પોતે પણ બળેછે, તેમજ હરાયલ કરી પ્રાણી થાયછે તેને તેની મા તે જન્મે ત્યારે લાકડું હાથમાં આપે છે તે મરતાં સુધી છોડતું નથી; વળી સારસ પ્રાણીમાં જો જોડામાંથી એક મરી જાયતો બીજુંપણ વિજોગે મરણ પામે છે માટે ખરો સ્નેહ આરે જાણવો, કે ઉપર પ્રમાણે એક બીજાને પ્રીતિ જામે ત્યારે.

## સત્ય પ્રીતિ.

ઘડી ન જંપે જીવસો, લગી જનુકું[1] પ્રીત;
જેસેં ચક્ર કુંભારકે, પેંડા ફરત નચિંત્ત.
પેંડા ફરત નચિંત્ત, ચિત્ત નિત તિનકો તેસો;
આઠું પહોર ઉદાસ, સુખ હે સ્વપ્ના જેસો.
કહે નાગજી વીપ્ર, દરશ બીન દીલમેં કંપે;
લગી જનુકું પ્રીત, જીવતો ઘડી ન જંપે. ૧
સાચી રીતી સ્નેહકી, અમૃત બરખત નેન;
હયે હરખ હુલશત અતી, સુધા[2] સમ બોલત બેન,
સુધાસમ બોલત બેન, રેન દીન ચિત્તવન વાકો;

૧ જે માણુસ સાથે. ૨ અમૃત.

ઘડી કલપ સમજાત, દર્શ બીન દીલમેં તાકો.
કહે નાગજી વીપ્ર, પરખીયેં પ્રેમકી પ્રીતિ;
બીછડે[૩] નેન જલધાર, સ્નેહકી સાચી રીતી. ૨

અર્થ— જેને હરકોઈ સાથે પ્રીતિ બંધાય છે તેનો જીવ તે પદાર્થ તજી એક ઘડી બીજે વિરામ પામતો નથી. પરંતુ જેમ માટીનો પીંડો કુંભાર ચાકપર ચડાવે છે ને તે ફેરે ચડે છે તેમ પ્રીતિવાળાનું ચિત્ત ફર્યા કરે છે; ને મળ્યા વિના ચિત ઉદાસીમાં રહે છે. પણ તે સુખ પ્રભુ સબંધી નથી તેથી સ્વપ્નવત છે. માટે મનુષ્ય-સ્નેહબંધન તે દુઃખ કરાવે છે ને હરિ સ્નેહ એ સુખકર્ત્તા છે. ૧

સાચી રીતીસ્નેહની ક્યારે જાણવી કે મોઢેથી અમૃત સરખાં વચન નીકળે ને નેણમાંથી અમૃત ઝરે ત્યારે. હૃદયમાં અતિ હર્ષ ને હુલાસ ઉત્પન્ન થાય. ને એક ઘડી દર્શન વિના રહે તો જાણે એક કલપ ગયો એમ લાગે; વળી એક બીજા જુદા પડે ત્યારે નેનમાંથી આંસુની ધારા વહે. એવાં જ્યારે લક્ષણ જણાય ત્યારેજ જાણવું કે ખરી પ્રીતિછેર

લગે ન પ્યારી પ્રીત બિન, બહુ વિધ સુનની બાત;
હેત વિના હૈયે માંહે, જો ભીંતર બિટકાત.
જો ભીંતર બિટકાત, લુન બિન અન્ન જ્યું પકો;
નહિં ઘુપ[૧] ગુડ[૨] તોય[૩], ફક્ત પોષ્ટકો[૪] ફકયો.
કહે નાગજી વીપ્ર, દઢ દીલ દેખો ધારી;
બહુ વિધ સુણની બાત, પ્રીત બિન લગે ન પ્યારી. ૩
પ્રીતિ રીતી પારખો, જ્યું મન જલસેં મીન;[૫]
દેહ તજે દુર ના રહે, દુધ રખે દુઃખ દીન.
દુધ રખે દુઃખ દીન, છીન[૬] પ્રીત સારસ પુરી;

---

૩ જુદાં પડે ૧ ઘી. ૨ ગોળ. ૩ જળ. ૪ લોટ. ૫ માછલું. ૬ છુટતાં.

પ્રાણુ તજેકી પ્રીત, દુઃખમેં રહે ન દુરી.
કહે નાગજી વીપ્ર, જાનહીં જે જન વીતાં;[1]
જ્યું મન જલસેં મીન, પારખો રીતી પ્રીતિ. ૪

અર્થની વાત પ્રીતી વિના સારી લાગતી નથી. કેમકે અંતર સ્નેહ ન હોય ને ભુજ ભરી મલવાથી ભીંતને બથ લઈએ એવું દિલમાં સુખ પ્રાપ્ત થાયછે અને લુણ વિના જેમ અન્ન ફિકુ રહે, તેમજ ઘી, ગોળ ને પાણી નાખ્યા વિના લોટ ફાકે તેવું સુખ મનને પ્રીતી વિના થાયછે. માટે દૃઢતા ધારી જોશો તો માલમ પડશે કે પ્રીતી વિના કોઇ વસ્તુ સારી લાગતી નથી. ૩

રીતીએ કરી પ્રીતીની પરીક્ષા કરો. જેમ માછલાને જળ સાથે પ્રીતી દુર થતાં દેહનો ત્યાગ કરે છે. અને તેને દુધમાં રાખીએ તોપણ દુઃખે કરી અતી દીનતા પામેછે. તેમજ વળી સારસની પ્રીતી એવી છે કે જોડામાંથી એક મરેતો બીજું પણ મરે. માટે જે માણસને પ્રીતીનો વિયોગ થાયછે તેજ જાણેછે. ૪

## સજ્જન વિશે.

સુક[2] સજ્જન મન સારિકા,[3] સારસ હંસ ચકોર[4];
ચાતક[5] સારંગ[6] સુગડ સો, મધુર બચન પીક[7] મોર.
મધુર બચન પીક મોર, ઓર રસ રંગે રીતી;
ખાનપાન સનમાન, પરસ્પર પુરણ પ્રીતી.
કહે નાગજી વીપ્ર, જીઓ જગ ઓઇ અનૂપમ;[8]
સુખ સંજુત દીન રેન, સારિકા સુખ સજ્જન મન. ૧

---

૧ વીત્યાનો અનુભવ થયો હોય તે. ૨ પોપટ. ૩ મેનાં. ૪ ચંદ્રમા સાથે પ્રીતીવાળું પ્રાણી. ૫ બપૈઓ. ૬ ભમરો. ૭ કોયલ. ૮ ઉપમા નહિ અપાય એવું.

જ્યાં સજ્જન ત્યાં સુખહે. સુખ સમીપે પ્રીત;
જ્યાં પ્રીત ત્યાં મીતહે, મિત[1] ત્યાંહાં હે ચિત.
મીત ત્યાંહાં હે ચિત, રાત તો ત્યાં તરંગા;[2]
જ્યાં પુષ્પ ત્યાં બાસ, બાસ તે પાસ ભરંગા[3]
કહે નાગજી વીપ્ર, ભકત ત્યાં હોવત ભજન;
મંજન[4] નિરમળ નીર, સુખ હે જ્યાં હે સજ્જન.૨

અર્થ—સજ્જનનો જે સમુહ છે તે ઉતગ પક્ષી પોપટ, મેનાં, સારસ, હંસ, ચકોર, બપૈઓ, ભમરો, કોયલ મોર એ રૂપી છે ને તેના શબ્દોના જેવીજ તેની પણ મધુર વાણી છે. વળી તેની રહેણી રસ રંગથી ખાવું, પીવું, સન્માન કરવું ને આરસ્પરસ પૂર્ણ પ્રીતી રાખવી એવી હોય છે. એવા જે સજ્જન પુરૂષ છે તેમની સુંદરતાની ઉપમા આપવા આ જગતમાં બીજું કોઇ પણ નથી માટે તે રાત દહાડો સુખ સહિત ચીરંજીવી રહો, ૧

જ્યાં સજ્જનનો વાસ રહેલ છે ત્યાંજ સુખ રહે છે ને જ્યાં સુખ છે ત્યાં પ્રીતી છે ને જ્યાં પ્રીતી ત્યાં મિત્રો પણ છે ને જ્યાં મિત્રો ત્યાં ચિત રહે છે. જેમ જ્યાં જળ છે ત્યાંજ તરંગ (લોઢ) હોય, ને જ્યાં ફુલ ત્યાં વાસ હોય, જ્યાં વાસ ત્યાંજ ભમરા રહે છે ને જ્યાં ભકત ત્યાંજ ઇશ્વરનું ભજન હોયછે ને જ્યાં નિરમળ જળ હોય ત્યાંજ નવાય છે, તેજ રીતે સુખનો નિવાસ સજ્જનને વિશે રહેલછે.૨

## દુર્જન વિશે.

(જે રાજ્યમાં રાજાની પાસે ખળ માણસ રહે છે ત્યાં સજ્જનનો ઘડો થતો નથી.)

એક દેશમાં અવર નહિં, કેવળ પંખી કાગ;

---

૧ મિત્ર. ૨ લોઢ. ૩ ભમરા. ૪ નાવું.

મુઢમતિ રહે મનુષ્ય ત્યાં, ઈનુસ્વરમાં[1] અનુરાગ.
ઇનુસ્વરમાં અનુરાગ, એક બેર[2] કરતે યારી;
આંબનવાસી આઇ, કોયલ મારૂતકી[3] મારી.
કહે નાગજી વીપ્ર, તરૂ[4] રવ[5] કીન તે સમે;
ચકિત ભયે સુની સાદ, અવર નહિ એક દેશમેં. ૧
કોયલ કલરવ કાન દે, વાયસ[6] કીન વિચાર;
ઉનસ્વર સુનકો આપકો, કમતી હોવહી કાર.[7]
કમતી હોવહી કાર, યાર અબ કરો ઉપાઇ;
કેનાં અવગુણ કોઇ, જોઇ અહિ થલતે જાઈ.
કહે નાગજી વીપ્ર, તકી[8] મારત લાગે તવ;
પ્રબળ કીન પોકાર, કાનદે કોયલ કલરવ.[9] ૨

અર્થ—એક દેશની અંદર બીજા પક્ષી વિના ફકત કાગડાજ વસતા હતા ને ત્યાં જે માણસ રહતાં તે અજ્ઞાન હતાં, તેથી તેમની પ્રીતી કાગડાનાજ સ્વરમાં લુપતા પામી હતી. એક સમે સૌ મંડળ મિત્રાચારી બાંધવાં ભેગું થએલ ને કાગ સ્વરથી શ્રવણ પાન કરી મુંઢ મતિઓ આનંદ પમાડતા હતા, એવામાં આંબાના રહેવાવાળી કોયલ પવનની મારી જઈ ચઢી ને ઝાડપર બેશી મધુર સ્વર કર્યો. ત્યાં પેલા મનુષ્યો આશ્ચર્ય પામ્યા કે આ સ્વર કોનો હશે.? તેવામાં કાગડાઓએ પણ તે મધુર સ્વર સાંભળતાં વિચાર કર્યો કે જો આનો સ્વર અહિંના લોકો સાંભળશે તો આપણું માન કમતી થશે માટે કાંઇ અવગુણ કાઢી આ ઠેકાણેથી જાય તેવો ઉપાય કરો. એમ વિચારી મારવા તાકયા ને એકદમ કોયલનો સ્વર કોઇ ન સાંભળે તેમ બોલી ઉઠયા. ૨

---

૧ એની બોલીમાં. ૨ એક બીજાની. ૩ પવન. ૪ લાડ. ૫ સ્વર. ૬ કાગડો. ૭ વકકર. ૮ તાકીને. ૯ ખુબ સ્વર,

કવા કબુદ્ધિ દેખકેં કોયલ દે ધકાય;
અજ્ઞાની કે આશ્રમેં, રેનેકા ફળ નાય.
રેનેકા ફળ નાય, અહિં સબ બુદ્ધિ ગુન જાવે;
નાવે લક્ષણ એક, આપકા માન ઘટાવે.
કહે નાગજી વીપ્ર. દેશમેં દેખા હુવા;[1]
કયા કોયલકા કાગ સજ્જન જ્યાં બસેંહિ કવા. ૩
કવા કબુદ્ધિ કુટીલ નર, કવિ કોયલ કરજાણ;
સજ્જન અંબ વન સો રહે, પ્રીત પ્રેમરસ પાન.
પ્રીત પ્રેમરસ પાન. આનકું આદર દેવે;
સારિક[2] સુક ચકોર, મોર ભોર લેરી લેવે.
કહે નાગજી વીપ્ર. સમાજ જશ કાવત સુદ્ધિ;[3]
ખળ બગતા પર ખીજ, કુટીલ નર કવા કબુદ્ધિ. ૪

અર્થ—એવે વખતે કાગડા રૂપી ખલ અને કબુદ્ધિ લોકોને જોઇ કોયલે વિચાર કર્યો કે આ અજ્ઞાનીનું સ્થળ છે જેથી અહીં રહેવાગાં કાંઇ ફળ નથી, પણ ઉલટી બુદ્ધિને ગુણ જશે અને એકે સારૂં લક્ષણ આવશે નહિં તેમજ માન ઘટશે, તેથી ચાલી નીકળી. માટે દેશમાં જ્યાં એવા અજ્ઞાની ને ખળ વગેરે દુષ્ટ જનવાળું સ્થળ હોય ત્યાં સજ્જન પુરૂષે રહેવું ઘટીત નથી. ૩

કબુદ્ધિ જે કુટીલ નર છે તે કાગડારૂપી જાણવા ને કવિ છે તે કોયલ રૂપી છે. અને સજ્જન મંડળ તે આંબાના બગીચા રૂપી છે, તેવે ઠેકાણે કોયલ રહી તેના પ્રેમના રસનું પાન કરે છે. મતલબકે કવિ છે તે સજ્જન પુરૂષોગાં પોતાની પરીક્ષાથી આનંદ લે છે, વળી તે સમાજમાં કોઈ અજાણ્યું માણસ આવે તો તેનું માન સન્માન કરી દીલ રાજી કરે છે. ને તે સમાજમાં મેનાં, સુક, ચકોર, મોર,

---

૧ એવા રીતે દેશમાં દોષ દેખાણો. ૨ મેનાં, ૩ શુદ્ધ.

મોર રૂપી સજ્જનનો સુખ લે છે. તેવો સમાજ તે શુદ્ધ ચિત્તવાળો જશ ભરેલો જાણવો. ને તેવા સમાજપર બગલા રૂપી ખળ દ્વેષથી જુવેછે. ૪

બગલા દંભી ઓન હે. સુગતિ સજ્જન મરાલ[૧];
સો[૨] ખલ[૩] કેસેં ચલ શકે, રાજ હંસકી ચાલ.
રાજ હંસકી ચાલ, તાલ[૪] તેહિ સફરી[૫] સુગતા;
સુકવિ સજ્જન હંસ, માનસર સરહીં મુક્તા.
કહે નાગજી વીપ્ર, ઢીઠ[૬] જન ઓગુન[૭] ઢગલા;
દીલ વરતાવે દુઃખ, ઓત હે દંભી બગલા. ૫

## ખળ મંડળ વિષે કવી ગૌરીશંકર કૃત.

ખલકી મંડળી ખેલહીં, ધોરત રાજા ધૂડ;
કવા કપોતા કલકલી કોશી કંકણ કૂડ.
કોશી કંકણુ કુડ, જુડહીં જૂઠા ભગડા.
ખળ બગ કરહીં ખેલ, દડે મુખ પર્વત દગડા.
કહે શું શંકર સત્ય, ચુગલતા ચોરી છલકી;
બનતી[૮] મહેરી[૯] બાત, ખેલહીં મંડળી ખળકી. ૧

**અર્થ**—આ જગતમાં બગલારૂપી દંભી માણસો ઘણા હોયછે, ને રૂડી ગતીવાળા સજ્જનતે હંસરૂપી વીરલા છે. માટે જો ખળ હંસની ચાલ લેવા જાય તો ક્યાંથી આવે !! અને જે બગલા છે તેનો ચારો તળાવમાં મીનનો છે તેમ દંભી ખળ પુરૂષનો ચારો દુષણ વાતનો હોયછે, ને જે હંસ છે તેનો ચારો માનસરોવરનાં મોતીનો છે. તેમ સુકવિ જે સજ્જન હંસરૂપી છે તેનો ચારો વિદ્યા, દયા, દાન, પરમાર્થ, ધર્મ ને શીયલરૂપી મોતીનો છે. માટે જે જે મુરખ દંભીછે તે અવગુણનોજ ઢગલો ને તેના મિ-

---

૧ હંસ. ૨ એ. ૩ ખળ. ૪ તળાવ. ૫ માંછલાં. ૬ મુરખ. ૭ અવગુણ. ૮ બણાવી. ૯ સ્ત્રી.

લાપથી અંતરમાં ઉદ્વેગ થાયછે. માટે તેનાથી દુર રહેવું. ૫

જ્યાં ખળ પુરૂષોનું મંડળ ભેગું થાયછે તે નીચેનાં દુષ્ટ પંખીરૂપી હોયછે. તેમાં સર્વનો ઉપરી ઘૂડ હોયછે અને કાગડો, હોલો, કલકલીઓ. કાળોકોશી, કાંકણુહાર, રૂપી તાળાનું ખળ મંડળ હોયછે. પછી ગપાં મારી કજીઓ કરે છે ને બગલારૂપી જે અંદર ખળ છે તે ઠગાઇનો તાલ બતાવે છે. તેમના મુખની વાતો એવી હોયછે કે જેમ પર્વત ઉપર પથરા દડતા હોય તેવી. એટલે તે ચાડી, ચોરી અગર છેતરવાની કે પરસ્ત્રીના વખાણની હોયછે. ૧

## સત્યાસત્ય વિશે.

પ્રતિતી[1] પુરૂષ પ્રમાનહીં, ચલયેં સાચે હોય;
સલીલ[2] ખળકી સાચીસો, કહી ન માને કોય.
કહી ન માને કોય, જોઇ નર કહાવે જુઠા;
ચલે અનુંકે સંગ. રામ તેહિ ઉપર રૂઠા.[3]
કહે નાગજી વીપ્ર, રખો ઉર સતકી રીતી;
ભીતિ[4] ભવ મીટ જાય, પ્રમાણ હીં પુરૂપ પ્રીતિતી.
સતસેં ચલેસો સંતહે, અધર્મે ચલે અસંત;
વેદ ભેદસો વામ[5]હે. કેવલ[6] જમકે જંત.
કેવલ જમકે જંત, અંત નહિં વેહિ[7] ઉધરહીં;[8]
તીરથ તપ દ્રીજ ધેન, માન ખલ ખંડન કરહીં.
કહે નાગજી વીપ્ર, મુખીમન[9] કલીકે મતસેં;
સુધા સુરા સમ સોય, સંતહે ચલેસો સતસેં. ૨

અર્થ—આપણો વિશ્વાસ સર્વ માણસને ખાતરી પૂર્વક બેસે તેમ સત્યપણે વર્તવું ને અણી બોલા. અણી કોક એવો ખલ પુરૂષ સત્ય વાત કહે તોપણ માણસોને ત-

---

૧ વિશ્વાસ. ૨નિર્લજ. ૩ કોપ્યા ૪ જન્મવું.-મરવું. ૫ વિમુખ. ૬ કેવળ. ૭ એ. ૮ ઉદ્ધાર. ૯ મનમુખી.

નકાળ તેનો ભરેંસો આવનો નથી. કારણ તેનું જૂઠાણું સર્વને જણાએલું હોયછે. એવાજૂઠા પુરૂષનો સંગ જેના ઉપર દૈવનો કોપ થએલો હોય તે કરે. માટે મનમાં સત્ય પણે ચાલવાની રીતી પકડવી કે ભવફેરાનો ભય દુર થાય. ૧

સત્યપણે ચાલે તેને સંત પુરૂષ જાણવા અને અસત્યે ચાલે તેને અસંત જાણવા. વળી એવા જે અસંત છે તે વેદના ભેદથી વિમુખ છે. કેવળ જમનાજ જીવછે. એનો અંતે ઉદ્ધાર નથી. એવા જે ખળ અસંતછે તે તીર્થ.તપ, બ્રાહ્મણ, ગાય એના મુખનું ખંડન કરેછે. તેઓને કળીને વિષે મનમુખી એટલે મનની ઈચ્છા મુજબ ચાલત્રા વાળા જાણવા. પણ તેને વેદમુખી કે ગુરૂમુખી નહીં જાણવા. માટે જે સંતછે તે અમૃતરૂપી છે ને અસંત દારૂ રૂપીછે. ૨

## બોલ્યું ન પાળવા વિષે.

શંખ લપોડા લેખીયા, બોલે જૂઠા બોલ;
કેવેશો દેવે નહિં. કચ્છુ ન મુખકા તોલ.
કચ્છુ ન મુખકા તોલ, પોલ જયું વાજુબોલે;
સભા નાહિં સરાત, પાગર પનહિકી તોલે,
કહે નાગજી વીપ્ર, ગોદવે ખૂબ ગપોડા;
બોલે જૂઠા બોલ, લેખીયો શંખ લપોડા. ૧

## શઠના સંગનું ફળ.

સંગ ન કીજે શઠકો, લોપત નિજકી લાજ;
માન ઘટાવે મનુષ્યમાં. કુટિલ બિગારે કાજ;
કુટિલ બિગારે કાજ, બદનસેં બકતા બોલે;
કબુદ્ધિ કથન દે કાન, આન કમ હોત અમોલે.
કહે નાગજી વીપ્ર, તરત સંગ ત્યાગિ દીજે;
લોપત નિજકી લાજ, સઠકો સંગ ન કીજે. ૧

અર્થ— જે માણુસ બોલે તે પ્રમાણે પળેનહિં તેને લપોડશંખ કરીને એક શંખ બ્રાહ્મણુ પાસે હતો તેની બરાબર જાણુવો કેમકે તે બ્રાહ્મણુ તેની પુજા કરી પછી માગે કે લાખ આપો ત્યારે શંખ કહેશે લો સવાલાખ પણુ એક ફુટી બદામ પણુ મળતી નહિં. અને જેમ કુંભ--આદિ પોલારને વિષે વાયુ ભરતાં અર્થ વિનાનો અવાજ થાય છે તેમ તેના બોલ તોલ વગરના નકામા છે. તે સભાગાં વખાણુ પામે નહિં પણુ તે અજાણુ ઉપાન તોલ છે, વળી એવો જે પુરૂષ છે તે ગપોડા ઝુડવામાં જૂઠા બોલજ વાપરે છે માટે તેવાનો સંગ ન કરવો. ૧

શઠનો સંગ કરવો નહિં કેમકે એથી મનુષ્યમાં માન ઘટે ને પોતાની આબરૂ કમી થાય. વળી એ કુટીલ કામમાં બીગાડ કરે છે. એવા કબુદ્ધિ શઠનાં કથન કોઇ કાને ધરેતો પોતાની અમૂલ્ય લાજ હોયતો તે કમી કરે છે. માટે તેવાનો તુરત સંગ તજી દેવો. ૧

## મુરખ શ્રોતા વિષે.

શઠ શ્રોતા સમજે કહા, વાણિ વિબુધ[૧] વિલાસ;
સતિ શણુગાર સોલે સજે, પતિ અંધેકે પાસ.
પતિ અંધેકે પાસ, ઉદાસ ઉર નિરફળતાનાં;
જ્યું બેરેકે પાસ, ગાય સંગિત[૨] કર ગાનાં
કહે નાગજી વીપ્ર, પ્રવિનસો ચિત્તહિં પ્રોતા;
કવિતા બચન વિલાસ, સમજે નહિ શઠ શ્રોતા, ૧

## †ભીક્ષા વિષે.

†પ્રથમ પ્રાચીન કાળમાં ભીક્ષા માગવાનો ચાલ હશે તો તેનો હેતુ પોતાનો ધર્મ સાચવવાને વિદ્યાભ્યાસ માટે પણુ હાલ સાંપ્રત કાળમાં સૌએ એ ધંધો પકડયોછે તેગનહોતું.

૧ પંડિત. ૨ ગાયન.

